# હિંદ-ગ્રામ્ય-પુનર્ઘટના

સુંદર અને અદ્‌ભુત ચાર્ટો સાથે



કર્તા

સિહોરનિવાસી શ્રી કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય બી.એ.

# THE CHARTS
# OF THE
# UPLIFT OF VILLAGE-INDIA.
## OR
# ગ્રામ્ય-હિન્દ-પુનર્ઘટનાનાં તત્ત્વોનો નકશો.



यत्नेकृतेयदिनसिध्यतिकोअत्रदोषः ॥



દોહરો.

પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ ઘેર દીકરા;
ત્રીજું સુખ તે કોઠીએ જાર, ચોથું સુખ તે સુઘડ નાર.




બનાવનાર,
કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય,
બી. એ.
સરકારી પેન્શનર અને પ્રજાસેવક.
અમદાવાદ શહેર છસે ઘોડાગાડી
સમૂહ-પ્રતિનિધિ.
અમદાવાદ.





સંવત ૧૯૮૭ ઇ. સ. ૧૯૩૧.

# ગ્રામ્યસુધારણાનો નકશો.

ત્રણ મુખ્ય તત્ત્વો.

(૧) કૃષિ-જ્ઞાન  (૨) સુખાકારી-જ્ઞાન  (૩) વેપાર-ઉદ્યોગ-જ્ઞાન

### [૧] ખેડુતના માનસિક ગુણો

૧ મળતાવડાપણું
૨ સારી રીતભાત
૩ પરોપકારવૃત્તિ
૪ રાજકિય કૃપાભિલાષા
૫ વિવેક-બુદ્ધિ
૬ ભાષણો-પ્રયોગોવડે કૃષિજ્ઞાન
૭ પ્રચારકાર્યવડે કૃષિજ્ઞાનવૃદ્ધિ

### [૨] ખેડુત-જીવનની ખામી

૧ ખેતીની ખરાબ રીત
૨ ગૃહ-ગ્રામ્ય ગંદકી
૩ ધૂળ-વ્યાધિગ્રસ્ત જીવન
૪ કોલેરાદિ વ્યાધિઉત્પાદક તત્ત્વોને ઉત્તેજન
૫ દ્રવ્ય-દુરૂપયોગ
૬ ખરાબ ટેવો
૭ ખેડુત સ્ત્રીપરાધીનતા
૮ સુખી-જીવન-સાધન અને વિચારશક્તિ અભાવ
૯ ગ્રામ્ય-સમગ્ર-હિતપ્રતિ-દુર્લક્ષ્ય
૧૦ જીવન અને રીતરિવાજ પ્રત્યે ઉદાસીનવૃત્તિ
૧૧ વહેમ-સામ્રાજ્ય
૧૨ અભણપણું
૧૩ બાલ-દંપતિપ્રત્યે બેદરકારી
૧૪ બાળલગ્ન રિવાજ
૧૫ વ્યવહાર-જ્ઞાન-અભાવ
૧૬ અષ્ટ-માસ-અનુદ્યોગ
૧૭ પરસ્પર કજીયાકંકાસ
૧૮ કોર્ટમાં દાવા-ફરીઆદી
૧૯ પરસ્પર વિરોધ-દ્વેષ-ઇર્ષ્યા
૨૦ આત્મ-તેજ-હીનતા

### [૩] ખેડુતને વહાલી વસ્તુઓ

૧ સારા કૃષિપાક
૨ તન્દુરસ્ત અને સુખી બાળવૃંદ
૩ સાધ્વી સ્ત્રી
૪ પુષ્ટ-ઢોર-સમૂહ
૫ ભજન અને હરિકથા
૬ માગ્યા મેવલા

# ગ્રામ્ય-જીવન-સુખાભિવૃદ્ધિના ઉપાય—સમૂહ-યોજના નં. ૧.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | કૃષિ-પાકઅભિવૃદ્ધિ | ૨ | પુષ્ટ નિરોગી ઢોર. | ૩ | દૂધનો વધારો |
| ૪ | ઉત્તમ ઢોર ઉછેર | ૫ | નકામાં ઢોરોનો અભાવ | ૬ | ખેતીનાં ઉત્કૃષ્ટ સાધનોપયોગ |
| ૭ | કુવા ઉપર જળ-યંત્ર ગોઠવણુ. | ૮ | ઉત્તમ ખાતર સુધારણા | *૯ | છાણાં થાપવાની તથા દળવાની ક્રિયાને દેશવટો |
| ×૧૦ | લોટ દળવાની ઘંટીની યોજના | ૧૧ | ગ્રામ્યબેંકની યોજના | ૧૨ | ખેતરમાં ક્યારી પાળની ગોઠવણુ |
| ૧૩ | નાનાં ખેતરોની સંમેલન-વ્યવસ્થા | ૧૪ | કુવાના જળથી ભિન્ન ભિન્ન પાકોનું સતત ઉત્પન્ન | ૧૫ | વૃક્ષારોપણુ |
| ૧૬ | ઉંદર-મેલેરીયોત્પાદક જંતુનાશ | ૧૭ | રશી-સિંચન (Inocculation) | ૧૮ | ભુંડાદિ-નાશ |
| ૧૯ | ચરાણુ | ૨૦ | જળવાહક નળીનો ઉપયોગ | ૨૧ | કૂપ-ખોદાણુ |
| ૨૨ | ગૃહ-બાલવૃંદ-સ્વચ્છતા | ૨૩ | ઘરને બારીની સવડ | ૨૪ | ખેતી-બીજ ખરીદીની મહાન્ સંસ્થા-સ્થાપના |
| ૨૫ | રૂરલ-ફાર્મ યોજના | ૨૬ | ગ્રામ્ય-સુખાકારી સાધન-સમૂહ | ÷૨૭ | જલ-પ્રણાલિકા-યોજના |
| ૨૮ | પ્રારબ્ધ-સિદ્ધાંત-અનાદરતા | ૨૯ | હાથવણાટ યોજના | ‡૩૦ | ફાલતુ સમયનો લાભપ્રદ ઉદ્યોગોમાં ઉપયોગ |
| ૩૧ | સ્ત્રીવર્ગ સામાજિક સુધારણા | ૩૨ | આભૂષણુ-પ્રેમાકુંશ | ૩૩ | મદિરાપાન-ત્યાગ |
| ૩૪ | ગૃહખર્ચમાં કરકસર | ૩૫ | ધાન્ય-ગ્રાસ-સંગ્રહ-યોજના | ૩૬ | ગ્રામ્ય-શાળા-વ્યવસ્થા |
| ૩૭ | રાજકિય નાણાવિષયક સત્વર સહાય | ૩૮ | ઓછા દરે દ્રવ્ય સંપાદન-શક્તિ | ૩૯ | ઉત્તમ રેલ તથા રસ્તાની સવડ |
| ૪૦ | ખેતી પેદાશ વેચાણાર્થે ઉત્તમ માર્કિટની સવડ | §૪૧ | ટ્રાવેલીંગ વાંચનાલય અને ઔષધાલય | ૪૨ | મહેસુલી અમલદારોની સહાનુભૂતિ |
| ૪૩ | સોંઘી મજુરી | ૪૪ | લગ્ન-મરણુ-ક્રિયામાં દ્રવ્યદુરૂપયોગ પર સચોટ અંકુશ. | ૪૫ | ખેતી-વસ્તુ-સમૂહ-પ્રદર્શન |

* દરેક ખેડુત આ ક્રિયાને દેશવટો આપી શકે નહિ તે સ્વાભાવિક છે. × જે ગામમાં દળવાની ઘંટી હોય તે ગામમાં બૈરાંને દળવાની જરૂર રહે નહિ અને તેમાં જે વખત બચે તે સમય બાળ-ઉછેરમાં વપરાય. ÷ પ્રત્યેક ગામ માટે આ યોજના અશક્ય છે. ‡ આવા ઉદ્યોગોમાં રેંટિઆપ્રવૃત્તિનું અગ્રસ્થાન. § આ કર્તવ્ય રાજ્યનું ગણાય.

## ડીસ્ટ્રીકટ યા પ્રાંત-વિકાસ-યોજના-તત્ત્વો.

૧ પ્રાચીન રૂઢી-રીતરિવાજમાં સમયાનુકુલ ફેરફાર
૨ દ્રવ્ય-સદુપયોગ
૩ નિયમિત ખેતી
૪ નિયમિત ખાતર પૂરણી
૫ આભુષણત્યાગ
૬ ફાલતુ દ્રવ્યનું બેંકમાં ડીપોઝીટ
૭ શાહુકાર-શૃંખલાત્યાગ
૮ આબાલવૃંદ શારીરિક માનસિક સમયાનુકુલ વિકાસ
૯ નાશજનક-વ્યાધિ-સમૂહ-નાશ-યોજના
૧૦ ગ્રામ્ય-સુખાકારી જીવન
૧૧ ગ્રામ્યપંચાયત-સંસ્થા
૧૨ ગામ સીમાડે ખાતર સંરક્ષણ માટે ઉંડા ખાડા-ખોદાણ
૧૩ ઇરાની જળચક્ર ને સુધરેલાં હળનો ઉપયોગ
૧૪ ખેતી-પેદાશને ઘેર લઇ જવા માટે ટ્રેકટરનો ઉપયોગ
૧૫ જળસંચયાર્થે-બંધ બાંધવાની વ્યવસ્થા
૧૬ ખેતીસુધારક જળ-નહેર-યોજના
૧૭ સ્વાશ્રય
૧૮ અન્ય પ્રાંત-કૃષિ-જ્ઞાન અને પ્રત્યક્ષાનુભવ
૧૯ ખેતર-સિમાડાપર વૃક્ષારોપણ.
૨૦ ઉત્તમ ફલપ્રદ ભૂમિસુધારણા
૨૧ ઉત્કૃષ્ટ કૃષિ-પ્રાણિ ઉછેરવર્ધક સંસ્થા
૨૨ અંગકસરત-યોજના (વ્યાયામશાળા)
૨૩ પરસ્પરસહાયક મંડળ-કૃષિય બેંક-રીઝર્વ બેંક સ્થાપના

## પ્રાંતિક-વિકાસમાં રાજકિય સહાય.

૧ જળ-નહેર યોજના
૨ સહાયક મંડળ સ્થાપના
૩ ફરતી વાંચનાલય-ઔષધશાળા
૪ ગ્રામ્ય-આર્થિક સાધનવિકાસ
૫ ઇજીપ્શ્યન પદ્ધત્યનુસાર નાણાં ધીરવાની યોજના
૬ સમયાનુકુલ ઓરીસ્પલ ઇન્સ્પેકશન
૭ ગ્રામ્ય દુઃખો-અગવડોનું પ્રત્યક્ષજ્ઞાન
૮ લોક-નિયુક્ત અધ્યક્ષ અને ગ્રામ્યજન સંમેલનો
૯ પંચવર્ષીય-મુખ્ય રાજ્યાધિકારી વર્ગ-પ્રવાસ
૧૦ કૃષિ-જ્ઞાન સબંધી રીસર્ચ કાર્ય
૧૧ ઢોર સેન્સસ
૧૨ લઘુ-ક્ષેત્ર સંયુક્ત જમાવ
૧૩ રસ્તા રેલ-રોડ યોજના
૧૪ ગ્રામ્યજન સ્થીતિનું સંપૂર્ણ સચોટ નિરિક્ષણ
૧૫ દુષ્કાળ-દુર્ઘટ વર્ષમાં નાણાંની સત્વર સહોદિત સહાય
૧૬ કષ્ટ-સાધ્ય સમયે તગાવી અને ગ્રાસ-પ્રદાન વ્યવસ્થા
૧૭ દુષ્કાલ સમયે પરોપકારશીલ ધનાઢ્ય સહાય-સંપાદન વ્યવસ્થા
૧૮ કુપ-ખનન-યોજના
૧૯ ગ્રામ્યજન અને ઢોર-નાશોત્પાદક વ્યાધિ-પ્રતિબંધ યોજના
૨૦ નાશોત્પાદક વ્યાધિ-સમૂહ-પ્રસરણ પ્રતિબંધ ઉપાય યોજના
૨૧ ગ્રામ્ય પંચાયત, ક્રેડીટ સોસાયટી-ઉભય સંસ્થા સ્થાપના
૨૨ પ્રચાર-કાર્ય
૨૩ સુવાવડ પ્રસંગે-બાળજન્મ અને ઉછેર અર્થે દાયણ તથા સ્ત્રીભિષજ વ્યવસ્થા
૨૪ જુવાર-અંગારીઆદિવ્યાધિનાશક ઔષધ-પ્રદાન પ્રસરણ વ્યવસ્થા

## ગ્રામ્યજન–સુખાકારી–ઉત્પાદક–ઉપાય–સમૂહ–યોજના–વિભાગ. (૨).

૧ ગ્રામ્ય–સુધારણા
૨ દુર્ગંધોત્પાદક પદાર્થનાશ
૩ અસુખાકારી ઉત્તેજક ટેવ–અભાવ
૪ ગામ–સિમાડે ખોદેલા ખાડાનો જાજરૂ તરીકે ઉપયોગ
૫ શરીર અને વસ્ત્ર સ્વચ્છતા
૭ ગૃહ–કંપાઉન્ડમાં પુષ્પ–વૃક્ષ–આરોપણુ
૮ બાલ–વૃંદને શીળી રશી-સિંચન
૯ પ્રત્યેક ગ્રામ્યજન ગૃહે કવીનાઇન–સંગ્રહ

## ગ્રામ્ય–જન–સતત–ઉદ્યોગપરાયણતાનાં શુભ પરિણામો.

૧ દુષ્કાળ–સ્થીતિ–અભાવ
૨ પુષ્કળ દ્રવ્ય–સંપાદન
૩ ધાન્ય–ગ્રાસ–સંગ્રહ
૪ જગત્માં શાખ પ્રતિષ્ઠાભિવૃદ્ધિ
૫ ચિંતા–મુક્તિ
૬ શ્રીમંત–ઋણુ અને પાકનાશોત્પાદક જીવોપદ્રવોન્મુક્તિ
૭ તન્દુરસ્તિ પ્રાપ્તિ
૮ દુગ્ધાભિવૃદ્ધિ
૯ સુખાકારી ઉત્પાદક તથા વર્ધક ગૃહાદિરચના
૧૦ બાળ–વૃંદ શારીરિક–માનસિક–આધ્યાત્મિક વિકાસપ્રદ ઉચ્ચતર કેળવણીની સુગમતા
૧૧ ઉત્કૃષ્ઠ–ઢોર–ઉછેર
૧૨ ગ્રામ્ય–સ્ત્રી વર્ગની સામાજિક પ્રતિષ્ઠોન્નતિ

## ગ્રામ્ય–જન વ્યાધિ–પ્રકાર.

૧ શીળી–અછબડા ઓરી વગેરે
૨ પ્લેગ
૩ કોલેરા
૪ મેલેરીઆ
૫ ક્ષય
૬ ઝાડા–મરડો

## ઉપાય–યોજના.

૧ રશી–સિંચન
૨ ઉંદર–વધ,
૩ જળ–સ્વચ્છતા
૪ કવીનાઇન કોલેરા પીલ્સ સંગ્રહ
૫ શારીરિક કસરત
૬ અન્નજળ મિતાહાર
૭ મચ્છરદાની ઉપયોગ

## ગ્રામ્યજનવિવિધ–પ્રયત્નોદ્ભવિતમહત્તમ–પરિણામ–સમૂહ.

૧ ક્ષેત્રરચનાજ્ઞાન–અભિવૃદ્ધિ
૨ ગૃહ–ગ્રામ્ય–સ્વચ્છતા
૩ હવા–પ્રકાશ–સવડ
૪ દ્રવ્ય–ઔષધ–સહાય–સુગમતા
૫ ગ્રામ્યજનોત્પાદક વ્યાધિ–સમુચ્ચય–ધ્વંસ
૬ દ્રવ્ય–દુરૂપયોગ–નિષેધ
૭ સ્ત્રી–સમાજપ્રતિ દયા અને આદરતા

## ગ્રહ-ધ્યેય-તત્વ-સમુચ્ચય.

૧ સંતોષ-પરોપકારશીલવૃત્તિ
૨ સ્ત્રી-સમાજપ્રતિ માન
૩ તંદુરસ્ત સુખી બાલ-વૃંદ
૪ સચ્ચારિત્ર્ય
૫ ગ્રામ્ય-સ્વચ્છતા
૬ સર્વવ્યાપક સલાહશાંતિ
૭ સુઘડ નાર, કોડીએ જાર
૮ દૂધાળાં અને ખેતી યોગ્ય ઢોર સમૂહ
૯ હવા-પ્રકાશયુક્ત ગૃહો
૧૦ સામાન્ય ખેતી-વિષયક કેળવણી
૧૧ બાળલગ્ન-નિષેધ
૧૨ વહેમ-ત્યાગ
૧૩ અનિષ્ટ રીતરિવાજ ધ્વંસ
૧૪ રાંધણુ-શિવણુ-ધોવણુનું સંપૂર્ણ સંગીન જ્ઞાન
૧૫ વિદ્યાભૂષિત પુત્ર-પુત્રી-વૃંદ
૧૬ ઋણુ-નાશ
૧૭ કલહ-કોર્ટ-દાવા-અભાવ
૧૮ વંશવારસ અને પશુ-સંરક્ષા
૧૯ અખૂટ જલયુક્ત-કૂપ
૨૦ દ્રવ્યસંગ્રહ
૨૧ જમીનની સ્વતંત્ર સ્વાધીનતા
૨૨ ફલદ્રુપ ક્ષેત્રસમૂહ
૨૩ આજ્ઞાંકિત ઉદ્યોગી નોકર
૨૪ કરકસરની ટેવ
૨૫ બેંક-ડીપોઝીટ વ્યવસ્થા
૨૬ રાજકિય-સહાનુભૂતિ અને સહકાર
૨૭ અખેડાણુ ભૂમિ-પુનર્ઘટના
૨૮ આભૂષણુ-વિલાસત્યાગ
૨૯ વ્યભિચાર અને ધર્મભ્રષ્ટતાભાવ

## ચક્ષુ-વ્યાધિ-કારણુ-સમુચ્ચય.

૧ જન્મ સમયે અભણુ દાયણુની સહાય
૨ ગામ-મધ્યે ઉકરડા જમાવ
૩ ગંદા ગૃહો અને આંગણાં
૪ ચક્ષુ ઉપર મક્ષિકા આસન
૫ અનિષ્ટ-અન્નાહાર
૬ વર્ષાઋતુ હવામાન
૭ કુટુંબોત્પન્ન વ્યાધિ
૮ નિયમિત ચક્ષુઅંજન તિરસ્કાર

## ઢોર-ઉછેર-વિકાસ.

૧ હઝાર નામના આખલાનો વછેરાના જન્મ માટે ઉપયોગ
૨ મજબૂત દૂધાળી ભેંસો
૩ તંદુરસ્ત ગાયમાતા
૪ ઢોર-વસ્તી ગણુતરી

## ચરાણુ-વિકાસ.

૧ ગ્રાસાભિવૃદ્ધિ
૨ ઉત્તમ ગ્રાસ-ઉત્પન્ન-ઉપાય-યોજના
૩ ચરાણુ આસપાસ થોરની વાડ
૪ ઘાસની ખાણો
૫ ગ્રાસ-ગંજીઓ
૬ પકવ ગ્રાસ કાપણી

## શહેર અને ગ્રામ્ય સંબંધક સાધનો.

૧ રસ્તા
૨ રેલ-રોડ
૩ બોટ
૪ મોટર
૫ એરોપ્લેન

## નાણાં ધીરનાર પરસ્પર–સહાયક મંડળ.

૧ લાંબી કે ટુંકી લોન તરીકે
૨ સ્થાવર કે જંગમ મિલ્કતના સાટા રૂપે
૩ વ્યાજ ઉપર
૪ શાખ ઉપર
૫ ક્ષેત્રપાક ઉપર

## પ્રચાર–કાર્ય–યોજના.

૧ ભાષણો
૨ સીનેમા
૩ જાદુઇ ફાનસ
૪ ભજન–મંડળી
૫ પુસ્તકાલય
૬ બ્રૉડકાસ્ટીંગ
૭ પ્રદર્શન
૮ સાપ્તાહિક પત્ર
૯ ગ્રામ્ય–સેવકમંડળ
૧૦ ગાઇડસ–શિક્ષકવર્ગને ગ્રામ્ય–સુધારણા–તાલીમશાળા
૧૧ પોસ્ટર્સ–પેમ્ફલેટસ, ગીત–કાવ્ય

## ગ્રામ્યસુધારણાનાં ચિન્હો.

૧ ખાતર માટે ખાડા ખોદાણ
૨ છાણાં થાપવામાં પ્રતિબંધ
૩ ઘરોને બારી મુકવાનો પ્રબંધ
૪ ક્વીનાઇન સંગ્રહ
૫ સ્ત્રી–પુરૂષબાળકેળવણી
૬ સ્ત્રીવર્ગ–સન્માનવૃત્તિ
૭ ગંદકી–નાશ
૮ અન્ન–વસ્ત્ર સાદાઇ અને સ્વચ્છતા
૯ મચ્છરદાનીની સવડ
૧૦ અનાજ સાટે ટોપરાં ખજુર ખરીદી પ્રતિબંધ
૧૧ સ્વાશ્રય
૧૨ ગ્રામ્ય–બેંક માટે સહાયક મંડળ–સ્થાપના
૧૩ અમુક ગ્રામ્યસમૂહે મજબૂત આખલા ખરીદવાની વ્યવસ્થા
૧૪ અનેક ક્ષેત્ર–કૂપ
૧૫ નિર્ધનતાભાવ
૧૬ પુષ્કળ હવા પ્રકાશયુક્ત ગૃહો
૧૭ નળીયાચ્છાદિત છાપરાં, લીંપણવાળી ભીંતો
૧૮ ઉત્પન્ન કરતાં ઓછો ખર્ચ
૧૯ જીવનનાશોત્પાદક વ્યાધિ–સમૂહાભાવ
૨૦ પ્રાંતિક–શહેર મધ્યે કૃષિવિદ્યાફલદર્શક વાર્ષિક સંમેલન.
૨૧ પ્રાંતિક શહેર મધ્યે પોસ્ટ ઓફિસ, વ્યાયામ શાળા, પુસ્તકાલય, ટ્રેનીંગશાળાની સ્થાપના
૨૨ અંગકસરત પ્રતિસ્પર્ધા ઇનામ.

## પ્રાંતિક સંસ્થાઓ.

૧ છોકરા–છોકરી માટે કૃષિશાળા તથા કન્યાશાળા
૨ ગ્રામ્યાર્થ જ્ઞાન–શાળા
૩ ગૃહ–જ્ઞાનપ્રદાયક શાળા ( School of Domestic Economy)
૪ ગૃહ–ગ્રામ્યોદ્યાન
૫ કૃષિય અને ક્રેડીટ બેંક
૬ ગ્રામ્ય પુસ્તકાલય, પોસ્ટ ઓફિસ
૭ ચલિત પુસ્તકાલય, ઔષધાલય
૮ ક્ષેત્રોત્પન્નરક્ષાર્થ શ્વાનપાલન
૯ પરસ્પર સહાયક સંસ્થા
૧૦ વ્યાયામશાળા
૧૧ આનંદાર્થ ગ્રામ્યપાદરોપયોગ
૧૨ ઢોર અને ક્ષેત્રોત્પન્ન વાર્ષિક પ્રદર્શન
૧૩ ગ્રામ્યજનહિતાર્થ શ્રીમંત સુશિક્ષિત સ્ત્રીવર્ગ માટે ટ્રેનીંગ શાળા
૧૪ ગ્રામ્ય દાયણ સમૂહને બાલ–જન્મ હિતકર સંગીન અનુભવિકજ્ઞાન પ્રદાન
૧૫ વેટરીનરી હોસ્પીટલ
૧૬ પ્રયોગદર્શક ક્ષેત્ર (Demonstration farm)
૧૭ સીનેમા, નાટક, બ્રોડકાસ્ટીંગ, ભજનમંડળાદિની વ્યવસ્થા
૧૮ સહાયક મંડળ
૧૯ સ્કાઉટ સંસ્થા

## કૃષિવિકાસ-વિધિ.

૧ બોરીંગ અને ટયુબ કુવા
 ક્ષેત્રમાં કૂપ જલસિંચન
૨ વિશાળ જંગલારોપણ (Afforestation)
૩ પ્લેન્ટેશન
૫ સમયાનુકુલ વર્ષાઋતુ
૬ ડ્રાઇ ફાર્મીંગ
૭ કૃષિય ફલદ્રુપતાવિધિ-સુધારણા
૮ કૃષિય પશુબલાભિવૃદ્ધિ
૯ ઉત્કૃષ્ટ કમ્યુનીકેશન સાધનો
૧૦ કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી
૧૧ સમાજ સુખાકારી માટે ઔષધસહાય
૧૨ પ્રચારકાર્ય
૧૩ ગ્રામ્યજન સંયુક્ત પ્રયાસ
૧૪ સ્વાશ્રય
૧૫ રાજકિય સહાય
૧૬ કૃષિપ્રત્યે સામાન્ય જન લક્ષ્ય અને પ્રેમ
૧૭ વિવિધ કૃષિ ઉત્પન્નાભિવૃદ્ધિ માટે પ્રયોગશાળા
૧૮ ગ્રામ્યસુધારણા તાલીમ (Training)
૧૯ કૃષિય ખાસ જ્ઞાન કેળવણી
૨૦ જમીનને ભાવે તેવાં બીજોનું આરોપણ

## કૂપ-જલોપયોગ.

૧ પર્સ્યન જળયંત્રદ્વારા
૨ લીફટદ્વારા
૩ કૃષિ વિકાસ માટે સતત જલપ્રવાહ

## નહેર-જલોપયોગ.

૧ નહેરજલ-સદુપયોગ
૨ નહેરની યોગ્ય મરામત
૩ જે ખેતરમાં પાણી ન ચઢે ત્યાં લીફટનો ઉપયોગ

## સ્વાશ્રયદ્વારા સંપાદિત કૃષિ-હિતકર તત્ત્વો અને સાધનો.

૧ અનિશ્ચિતપાકપ્રદ બીજારોપણ-ત્યાગ
૨ ઢોલેબંધી-કયારીબંધી-પ્રબંધ
૩ મુષક-ધ્વંસ
૪ મહેનત બચાવે તેવો સાધન અને યુક્તિ-ઉપયોગ
૫ પાક-પરંપરા-અર્થે-લીલા ખાતર-પુરણી
૬ ઉત્કૃષ્ટ-બીજારોપણ
૭ જલ-સંચયાર્થ બંડ (Bund)
૮ ગ્રામ્ય-સમગ્ર પ્રયાસદ્વારા કૂપ-ખનન
૯ જળ-પ્રવાહાર્થ-બોરીંગ ઉપયોગ
૧૦ ટયુબ-કૂપ-ખનન-પ્રયોગ
૧૧ નૂતનબીજારોપણ-પ્રયોગ
૧૨ કૂપખનન-ઉત્તેજનાર્થેસૂક્ષ્મ-વિધોટીદર તપાસણી
૧૩ ક્ષેત્ર-વાડ પ્રબંધ
૧૪ કૂપાચ્છાદન
૧૫ ક્ષેત્ર ને જલ-સિંચનાર્થે શ્રેષ્ટતર રીત
૧૬ શ્રેષ્ટ-ફલ-પ્રદપાકોત્પત્તિ
૧૭ મોટે ફાયદે માલ વેચવા માટે યોગ્ય માર્કિટની તપાસ અને પસંદગી
૧૮ લઘુક્ષેત્ર-સમૂહ-સંયુક્તતા
૧૯ છાણનો ખાતર માટે ઉપયોગ
૨૦ ઉજડ પ્રદેશ અને ખેતરની કોરે વૃક્ષારોપણ
૨૧ ખાતર તૈયાર કરી ખેતર લઈ જવા માટે ટ્રેકટરનો ઉપયોગ
૨૨ નદીની રેતીમાં તરબુચાદી આરોપણ
૨૩ પશુ-સુધારણા
૨૪ અશ્વ-ગાય-ભેંસાદિ પશુ-પાલન
૨૫ ગ્રાસ-સંગ્રહ-પ્રબંધ
૨૬ ચરાણને ક્ષેત્રથી અલગ કરવું
૨૭ હજાર જાતના આંબલાની ખરીદિ
૨૮ કેટલ-ફાર્મ અને ઢોરના મેળાની ગોઠવણ
૨૯ પશુ ખરીદિ વા વેચાણ માટે કોઓપરેટીવ સોસાયટી
૩૦ બેંકમાં ડીપોઝીટ
૩૧ શહેર ને ગામડામાં તંદુરસ્તી કેંદ્રસ્થાનની સવડ
૩૨ સામાજિક ઉદ્ધાર માટે પ્રયત્ન
૩૩ પબ્લીક તનદુરસ્તી અને સેનીટેશન પ્રત્યે સંપૂર્ણ લક્ષ્ય
૩૪ રાજકીય-સત્વર સહાય
૩૫ સંઘ-બળ
૩૬ એક ગામથી બીજે ગામ જતા રસ્તાસમારકામ

## રાજકિય-સહાય.

૧ દ્રવ્યસહાય
૨ પ્રચાર્ય-કાર્ય-સ્ટાફ-વ્યવસ્થા
૩ ઉત્કૃષ્ટ બીજ-પ્રદાન
૪ સોંઘી મજુરીની સુગમતા
૫ કૃષિય-જ્ઞાન-સંપાદન-સવડ
૬ બંડ તથા નહેર બાંધવામાં મદદ
૭ જંગલ ઉગાડવાં
૮ પ્લાન્ટેશન
૯ ગ્રાસ-સંગ્રહ
૧૦ પ્રમાણિક મહેસુલ-અધિકારી-વર્ગની નિમણુંક
૧૧ ગ્રામ્ય-જન-આર્થિક-સામાજિક સ્થીતિનું સૂક્ષ્માવલોકન
૧૨ દુર્ભિક્ષ-સમયે ટ્રેજરી દ્વારોદ્‌ઘાટન (Opening of Treasury door)
૧૩ જલપ્રવાહ-શોધનાર્થે બોરીંગ-પ્રયોગ
૧૪ કૂપ-ખનન અને શ્રેષ્ટતર કૃષિ-વિધિશોધ
૧૫ પ્રત્યેક પ્રાંતમાં પ્રયોગ-ક્ષેત્રયોજના
૧૬ કૃષિયોત્પન્ન અને પશુ-પ્રદર્શન
૧૭ કૂપ-ખનનાર્થે-તગાવી-પ્રદાન
૧૮ કેટલફાર્મ-યોજના
૧૯ પશુ-ઔષધાલય
૨૦ ગૃહ-રચના-સહાય
૨૧ કોઓપરેટીવ સ્ટાફ-નિમણુંક
૨૨ કૃષિ-ભૂમિ-સુધારણાર્થે સંસ્થા
૨૩ શોધ-ખોળ-સંસ્થા
૨૪ કોન્ઝરવન્સી અને રોડ-મેકીંગ ડીપાર્ટમેન્ટસ-સહાય
૨૫ ઔષધ-સહાય
૨૬ કૃષિ-વિકાસ
૨૭ કૃષિય કેળવણી

## ગ્રામ્ય-સ્ત્રી-સમાજનાં દુઃખો અને અગવડો.

૧ કનિષ્ટ-કુટુંબ જન્મ-માન્યતા
૨ પરાધિનતા
૩ ઘર-ઘરણું
૪ ભુંડણ-જેટલાં અને અર્ધનગ્ન, અર્ધભુક્ત બાલવૃંદ
૫ અંધારાંવાળાં ઘર
૬ સુવાવડ માટે અંધારી ઓરડી
૭ બાલ-જન્મ-સમયે અશિક્ષિત દાયણ-સહાય
૮ પોષક અન્નાહાર-અભાવ
૯ ગદ્ધાવૈતરૂં
૧૦ સમયાનુકુલ કેળવણી-તાલિમ-અભાવ
૧૧ બાળ-લગ્ન
૧૨ હાઇજીનજ્ઞાન-અભાવ
૧૩ છાણાં થાપવામાં થતો વખતનો દુરૂપયોગ
૧૪ વહેલું ઉઠવું-મોડું સુવું
૧૫ બાલવિકાસ-સમય-અભાવ
૧૬ ભરતકામ-જ્ઞાન-અભાવ
૧૭ વસ્ત્ર ધોવા તથા ફાટેલાં કપડાં શીવવાના વખતની ખોટ
૧૮ બાલ-જન્મ-સમયે મૃત્યુભય
૧૯ સાસુનણંદ ત્રાસ
૨૦ વારસાહકમાં-કાયદા-સહાય-અભાવ
૨૧ વાણિ અને કાર્ય-સ્વાતંત્ર્ય-અભાવ
૨૨ ફૂરસદ સમયનો દુરૂપયોગ
૨૩ અસહ્ય-વૈધવ્ય
૨૪ ધણીનો ઝુલમ
૨૫ છુટાછેડાની અસુગમતા
૨૬ બાળાને-શ્વસુરગ્રહ-વિટંબના
૨૭ કવીનાઇન-કોલેરા પીલ્સનો પ્રબંધાભાવ
૨૮ સંસાર-વ્યવહારમાં સર્વદેશીય અસમાનતા

# ગ્રામ્ય-અભ્યુદય-સાધન-સમુચ્ચય.

## (૧) ગ્રામ્ય-સ્વયંસેવક મંડળ-કર્ત્તવ્ય

૧ ગ્રામ્ય-જીવન-અનુકુળ-કૃષિજ્ઞાન-શિક્ષણપ્રદાન
૨ સ્વહસ્તે ગ્રામ્ય ગંદકીનો નાશ
૩ કુત્સિત રિવાજ-ઉચ્છેદનાર્થે ઉત્તેજન
૪ સુખી કુટુંબ-પુરૂષ-સ્ત્રી-બાળવૃંદને ઉંચી કેળવણીનું ઉત્તેજન
૫ ઉત્કૃષ્ટ કૃષિ માટેનાં આધુનિક કૃષિય સાધનસંપન્નતા
૬ સમાજ-સેવા અને પ્રયત્ન-શીલતા-તત્વોનું-હૃદયમાં સિંચન ( Inculcation )

## (૨) શાળા-શિક્ષણ-વિષયો

૧ વાંચન-લેખન
૨ પરસ્પર-સહાયવૃત્તિ-ઉત્પાદક-વિષય-શિક્ષણ
૩ અનુભવિક-કૃષિજ્ઞાન સંપાદક વિષય
૪ સામાજિક-સુખાકારી જ્ઞાન-વિષય
૫ હાઈજીન
૬ ફર્સ્ટએડ-ચાઇલ્ડ વેલ્ફેર
૭ જીવન-નાશોત્પાદક વ્યાધિ-સમૂહનાશક શાસ્ત્ર--જ્ઞાન
૮ પશુ-સમૂહ-ઉછેર
૯ વેટરીનરી-કાર્ય
૧૦ રમત-ગમત-ભજન
૧૧ જાદુઇ ફાનસનો ઉપયોગ
૧૨ ભાષણ-શ્રેણી
૧૩ ગ્રામ્ય-કાર્ય
૧૪ ગ્રામ્ય-અભ્યુદય માટે નાટકો
૧૫ વિવિધ કારીગિરી-હુન્નર-જ્ઞાન

## (૩) તુરંગના કેદીઓનું બનેલું સ્વયંસેવક-મંડળ

૧ બેંક અને પોસ્ટનું કામ
૨ સામાન્ય સુખાકારી-કાર્ય
૩ ગામડાંની સ્વચ્છતા
૪ ગામડાંના રસ્તા સાફ કરવા-બાંધવા
૫ જન્મ-મરણ-તપાસ
૬ વ્યાધિ-પ્રતિબંધક કાર્ય
૭ પ્રયોગદ્વારા-કૃષિજ્ઞાન, સહાયકમંડળ-સિદ્ધાંત, સુખાકારી-શાસ્ત્ર અને ગ્રામ્ય-અભ્યુદય-જ્ઞાનાર્થે-શિક્ષણશાળા
૮ સુધરેલાં હથિઆર-ઓજારો, મજબુત બળદ અને પુરૂષ-સ્ત્રી-કેળવણી, બાળલગ્નનિષેધ, ગૃહોદ્યાન--રચનાહિતત્વ-સમૂહ પોષક-પ્રચારકાર્ય-યોજના

## પ્રચારકાર્ય–વ્યવસ્થા.

૧ ભજનમંડળ
૨ જાદુઇ ફાનસ
૩ પેંફ્લેટસ અને પોસ્ટર્સ
૪ ડીસ્ટ્રીક્ટ–ગેઝેટ
૫ બાલ–સમૂહ–પ્રદર્શન
૬ ગ્રામ્યવિકાસ માટે નાટક
૭ અધિકારી અને શ્રીમંતોનો ગ્રામ્ય–જન––સ્થિતિનો સાક્ષાત્ અનુભવ
૮ ખાતરના ખાડા, જાજરૂ અને પાદરાદિ તત્વાર્થ ખર્ચ–નિભાવ–યોજના
૯ ફરજીયાત વેકસીનેશન
૧૦ હવા–પ્રકાશ–સુગમતા
૧૧ ગ્રામ્ય–કાઉન્સિલ–વ્યવસ્થા
૧૨ ગ્રામ્ય–પંચાયત–સંસ્થા
૧૩ પ્રમાણિક અધિકારી–વર્ગ
૧૪ મજબૂત બળદ–ઉછેર
૧૫ પ્રાંતિક મહેસુલી સંપૂર્ણ સ્ટાફ
૧૬ સારા પગારનો સ્થાનિક સ્ટાફ
૧૭ ગ્રામ્યશાળા–ટ્રેઇન્ડ–શિક્ષક
૧૮ પ્રત્યેક ગ્રામ્ય–સમૂહમાં માર્ગદર્શક જ્ઞાનીજન–સલાહ અને સહાય.
૧૯ ગાઇડ–સુપરવાઇઝર
૨૦ રેવિન્યુ ઇન્સ્પેકટર
૨૧ પ્રમાણિક–તલાટી
૨૨ સ્ત્રી–શિક્ષક
૩૨ વીલેજ–સ્કાઉટ
૨૪ લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ
૨૫ યુવકવર્ગની સહાનુભૂતિ અને સહાય

## નાણાં–પ્રકરણ–વ્યવસ્થા.

૧ સ્થાનિક ફંડ–વ્યવસ્થા
૨ સરકારી–ગ્રાંટ–ઇન–એઇડ
૩ પરમાર્થી–શ્રીમંત–સહાય
૪ ફ્રી–ડોનેશન્સ
૫ સામાન્યખર્ચ–કરકસર
૬ કેળવણી–ટેક્સ
૭ લગ્ન–મરણક્રિયામાં યોગ્ય ખર્ચ

## શિક્ષક–કર્ત્તવ્ય.

૧ વિદ્યાર્થી–નિયમિત હાજરી
૨ ઉત્તમ–ચારિત્ર્ય–દૃષ્ટાંતરૂપ બનવું
૩ ઉત્તમ કૃષિ–કેળવણીપ્રદાન
૪ ઉત્કૃષ્ટ–સદ્ગુણારોપણ
૫ બહિર્–પર્યટન
૬ સામાજિક–કર્ત્તવ્ય–ભાવનારોપણ
૭ પ્રભુ–માતાપિતાપ્રતિ આદરભાવ
૮ વ્યાયામ
૯ પરસ્પર–સહાય–સિદ્ધાંતારોપણ
૧૦ સત્ય–સ્વચ્છતા–લાભ–જ્ઞાન
૧૧ ભગિનીની સામાજિક–સમાનતા

## સ્કાઉટનાં કર્ત્તવ્ય.

૧ ગામની ગંદકી કાઢવી
૨ ખેતરની આસપાસ મજબૂત વાડ
૩ ખેતરના નકામા રોપા ઉચ્છેદન
૪ આભૂષણ રૂઢિ–નિકંદન
૫ બાળકોને શાળામાં મુકી આવવાં
૬ ખાતરના ખાડા ખોદવામાં સહાય
૭ કાપણી કરવામાં સહાય
૮ ઘરને બારી બારણાં મુકવાની સલાહ–સહાય
૯ વેકસીનેશન
૧૦ ઇન–ઓકયુલેશન
૧૧ અશિક્ષિતવર્ગને વર્ત્તમાનપત્ર–વાંચન
૧૨ માંદાની માવજત
૧૩ કૃષિયોત્પન્નનાશક લઘુ–જીવનાશ
૧૪ ગૃહોદ્યાન

ગ્રામ્ય-સુધારણાનો નકશો સમાપ્ત.

# List of Books.

**The list of the English Books on Agriculture from which the essence is extracted and incorporated into the present book is as under—**

1 Rural Denmark and its lessons by Henry R. Haggard.

2 The Rural Problem by H. D. Herenby.

3 Notes from the Progress in the Western India by G. Kettinge.

4 Rural Reconstruction by Henry Wolf.

5 Report on the Commissioners' Recommendations on Agriculture in the United States.

6 Report of the Recommendations of the Royal Commission on Indian Agriculture.

7 The Agriculture economics by Henry G. Taylor.

8 Land and Labour by Bohum Rowntree.

9 The Rural Industries of England by Henry E. Fitram.

10 Rural Wealth and Welfare by F. Child.

11 A Free Farmer in a Free State by Holmes Countes.

12 Village Government in British India by John Mulbei.

13 Remaking of Village India by Mr. Brayne.

# THE INDIAN-VILLAGE-UPLIFT.

# હિંદ-ગ્રામ્ય-પુનર્ઘટના.






કર્તા:

કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય, બી. એ.

The Author of the Memoria Technicas or Sutras of the Indian-Penal Code and of the Kindergarten, Object-Lessons, Arithmetic &c. &c.

સરકારી પેન્શનર અને પ્રજાસેવક.

અમદાવાદ શહેરના છસો ઘોડાગાડીવાન-
-સમૂહ-પ્રતિનિધિ.

અમદાવાદ.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૭. ઇ. સ. ૧૯૩૧.


:0:

કિંમત રૂ. ૧-૦-૦.

Of all the factors making for prosperous agriculture, by far the most important is the out-look of the peasant himself. What is required is an organized and sustained effort by all those Departments whose activities touch the lives and the surroundings of the Rural population.

—*Royal Commission.*
( para 581 ).

દોહરો.

પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ ઘેર દીકરા;
ત્રીજું સુખ તે કોઠીએ જાર, ચોથું સુખ તે સુઘડ નાર.

શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું,
અને કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય, બી. એ. એ પ્રસિદ્ધ કર્યું,
ઠે. પાંચકુવા, ચાર રસ્તા-અમદાવાદ.

# PREFACE.

The author is a native of the Bhavnagar State, situated in the Province of Kathiawar. Having served for a considerable time of his youth, in the High School of Junaghad State and in the Educational Department of the Porbander State in the capacities of the High School Head Master and the Educational Inspector, the Author was taken up into the Bombay Government Educational Department, at an advanced age of 36 without any outside recommendation, and as a special case, as a British Educational 'Officer, in due appreciation of the loyal services rendered to Government, by preparing the main part of the Third–Book of the Gujarati New Reading series, under the Supervison of Mr. J. G. Coverenton, M. A. I. E. S. the distinguished President of the Books Revision Committee, and also as a result of his acquisition of the theoretical and practical knowledge of the Kindergarten system, which was formerly introduced by the Bombay Government, into the curriculum of the Primary Education. After the retirement from the Government service, the Author soon launched himself into the social work, to seek sound health and the concentration of mind, as also to do a little service to society. During this self-less service period, some golden opportunities occured accidently, at an advanced age of 60, which tempted the Author to carefully study the two most important subjects of the Agriculture and the Indian Penal and the Criminal Procednre Code, which have a close bearing on' the human lives. As delicious and beneficial fruits of this austere study, the Author has prepared the two books, entitled (1) "The Memoria Technicas or the Sutras of the Indian Penal Code" and "હિંદ–ગ્રામ્ય–પુનર્ઘટના."

After studying the second subject only in theory, the Author went to Baroda, settled there and thus brought himself into close and personal touch of D. B. Krishnachari, one of the most illustrious statesmen of India, and the present Divan of the Baroda State, who, after being thouroughly convinced of the Author's knowledge of agriculture, as also of his capacities, was kind enough to offer him the post of the Honorary Village Organizer of the Baroda State. To suppliment this theorerical knowledge of Agriculture, with the practical one, the Author, then, at great pains and expense, personally visited the Gurgaon Prant, situated in the Punjab, which is now considered the pioneer District in the whole of India, in the matter of the Agricultural advancement in all its branches, and which is, at present, famous all over the world and which has the unique honour of the visit of the Royal Commission of India.

Over and above this, a few years back, the Author selected a small group of villages in the Bhavnagar Sate, and by means of daily personal visits, studied the conditions and the grievences of the farmers, the qualities and the crops of the lands and at last, preparing the Anna-wari estimate of the fields, prepared a comprehensive report and submitted the same to Colonel Burke, who was then the Revenue Member of the Administrative Council of the State, and it may be mentioned with pride that Colonel Burke was pleased with this amateur social work-the beneficent, benovelent, and voluntary social work as it was.

The Author has now shifted his Head-Quarters of activities from Baroda, to this ancient city, where, besides engaging himself in various and multiple social activities, such as Municipal, Postal, and Revenue, the Author has again selected a small group of the villages, on the other side of the Elice-Bridge, and there he has been doing the same kind of the work, that he did formerly in the Bhavnagar State.

Thus it would be seen that the Author has tried, as much as it lies in his power, of course as a layman, to grasp both the principle and the practice of the subject of Agriculture. This little store of self-acquired knowledge, the Author humbly proposes to put into print, so that its utility may extend over vaster areas and influence the largest community consisting of the peasantry. This the Author deems a little loyal and selffess service to the country.

May it be noted that all the elements or Sutras, say one thousand and one-which constitute the whole fabric of the Indian Agriculture, are vividly, attractively and compressively presented forth to the general pubiic in the form of Charts. It is hoped that the readers will find them very charmful and illucidating, indeed. Taking those charts as basis, the Author has supplied the Bhashya or the detailed expositions of the aforesaid agricultural Sutras-in the body of the book. Thus there is continuity between the charts and the book. This method would be found novel in the publishing of books in the modern times.

In conclusion, the Author craves the indulgence of his readers and the wholesome and encouraging support and co-operation of the public, of which the Agriculturists constitute the major part, and fervently prays to the Almighty, that He may graciously grant him an opportunity of dying at the alter of the social service.

**AUTHOR.**

# પ્રસ્તાવના.

ગ્રંથકર્ત્તા કાઠિયાવાડ પ્રાંતમાં આવેલા સુપ્રસિદ્ધ અને પ્રાચીન ભાવનગર રાજ્યના નિવાસી છે. પોતાની યુવાવસ્થાનો મુખ્ય ભાગ, પ્રથમ જુનાગઢ રાજ્યની હાઇસ્કુલ અને પછી પોરબંદર રાજ્યના કેળવણી ખાતામાં હાઇસ્કુલના હેડમાસ્તર અને એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે, વ્યતિત કીધા પછી, બુક્સ રિવિઝન કમીટીના પ્રેસીડેન્ટ મી. જે. જી. કોવ્હરન્ટન એમ. એ. આઇ. ઇ. એસ. ની દેખરેખ નીચે થોડા વર્ષ પહેલાં જે ગુજરાતી નવી સીરીઝ તૈયાર કરવામાં આવી હતી તે પૈકી ગુજરાતી નવી ત્રીજી ચોપડીનો મુખ્ય ભાગ તૈયાર કરીને જે અલ્પસેવા મુંબઇ સરકારની બજાવી હતી તેની વ્યાજબી બુજ તરીકે અને થોડા સમય પહેલાં તેજ સરકારે પોતાની પ્રાથમિક શાળાઓના અભ્યાસક્રમમાં કિંડરગાર્ટન વિષયનો ઉમેરો કર્યો હતો તે વિષયના જ્ઞાન અને અનુભવ કર્ત્તાએ ખાસ રીતે સંપાદન કર્યાં હતાં તેના શુભ પરિણામમાં, મુંબઇ સરકારે કર્ત્તાને છત્રીશ વર્ષની પકવ વયે વિના-આગ્રહ ભલામણે અને ખાસ કેસ તરીકે ગવર્મેંટ ઇન્સ્પેકટીંગ ઓફીસર તરીકે દાખલ કરવાની કૃપા કીધી હતી. આ સરકારી કેળવણી ખાતાની નોકરીમાંથી નિવૃત્ત થઇને તુરતજ શારીરિક-આરોગ્યતા અને માનસિક એકચિત્તત્વ ખાતર અને અલ્પાંશે પણ પોતાની ઉત્તરાવસ્થામાં પ્રજાસેવા કરવાના ઉદ્દેશથી, કર્ત્તાએ સામાજિક સેવાનું કામ ઉપાડી લીધું હતું. આ આનંદમય સેવા દરમ્યાન, કર્ત્તાના અંતઃકરણમાં જનોપયોગી અને મનુષ્ય-જીવન સાથે ઘણો ઘાડો સંબંધ ધરાવતા કૃષિવિદ્યા અને ઈંડીયન પીનલ અને ક્રિમિનલ લો રૂપી ઉભય મુખ્ય વિષયોનો સંગીન અભ્યાસ કરવાની અભિલાષા સાઠ વર્ષની ઉમરે જાગૃત થઇ હતી. આ ઉગ્ર અભ્યાસતપનાં મિષ્ટ અને જનહિતકર ફળરૂપે કર્ત્તાએ "The Memoria Technicas or Sutras of the Indian Penal Code" and "હિંદ-ગ્રામ્ય-પુનર્ઘટના" નામનાં બે પુસ્તકો તૈયાર કીધાં છે.

કૃષિશાસ્ત્ર-વિષયનો સાંગોપાંગ અભ્યાસ કીધા પછી, કર્ત્તાએ વડોદરા જઇ ત્યાં નિવાસ કીધો અને હિંદના એક સુપ્રસિદ્ધ રાજ્યદ્વારી અને વડોદરા રાજ્યના મુખ્ય દિવાન મહેરબાન કૃષ્ણાચારીશ્રીના અંગત સમાગમમાં કર્ત્તા સ્વતઃ આવ્યા. આ શ્રીમાનને કર્ત્તાનું કૃષિ-વિદ્યા-વિષય-જ્ઞાન અને સામાન્ય શક્તિની સંપૂર્ણ અને અંગત ખાત્રી થવાથી, તેઓએ કર્ત્તાને વડોદરા રાજ્યના ઓનરરી વીલેજ-ઓરગેનાઇઝરની માનવંત જગા આપવાની દરખાસ્ત કરી. વડોદરામાં અસાધારણ શ્રમવડે સંપાદન કરેલા કૃષિય શાબ્દિક જ્ઞાનમાં અનુભવિક જ્ઞાનની પૂર્ત્તિ કરવાના ઉદ્દેશથી કર્ત્તાએ પોતાના અમૂલ્ય સમય અને દ્રવ્યનો ભોગ આપીને, અત્યારે સમસ્ત જગતમાં પ્રખ્યાત થયેલા અને કૃષિ-વિકાસમાં અગ્રગણ્ય ગણાતા પંજાબમાં આવેલા ગુરગાંવ પ્રાંતની જાતે મુલાકાત લીધી.

આ ઉપરાંત થોડા વર્ષ પહેલાં કર્ત્તાએ ભાવનગર રાજ્યનાં અમુક ગામડાંનો જથ્થો પસંદ કરી, ત્યાં દૈનિક અંગત મુલાકાત આપી, ખેડુતોની સ્થિતિ અને દુઃખો, જમીનના ગુણો અને પાકોનું સંપૂર્ણ અને સૂક્ષ્માવલોકન કરી, અને ભિન્ન ભિન્ન મોલોના

ભાવિ ઉતારના અડસટા તૈયાર કરી, આ બધાં તત્વોનો એક સંક્ષિપ્ત પણ સાચો રિપોર્ટ ઘડી કાઢયો અને તે ભાવનગર એડમીનીસ્ટ્રેશન કાઉન્સીલના તે વખતના રેવન્યુ–મેમ્બર કર્નલ બર્કને અર્પણ કર્યો. આવા નિ:સ્વાર્થી, પરોપકારક ખાનગી રિપોર્ટથી તેઓ બહુ પ્રસન્ન થયા અને તેની બુજ તરીકે વડોદરાના મે. દિવાન સાહેબને કર્ત્તા માટે દશ વર્ષ પછી પણ, ખાસ ભલામણ કીધી.

ગ્રંથકર્ત્તાએ હમણાં વડોદરાનો ત્યાગ કરી આ પ્રાચીન શહેરને પોતાની અનેક પ્રકારની સામાજિક પ્રવૃત્તિનું કેંદ્રસ્થાન બનાવ્યું છે, જેમાં મ્યુનીસીપલ, પોસ્ટલ, રેવન્યુ વગેરે પ્રવૃત્તિનો સમાવેશ થાય છે. અહીં પણ કર્ત્તાએ એલીસબ્રીજ પાર આવેલાં કેટલાંક ગામડાંના નાના સમૂહને પોતાની કાર્ય–પ્રવૃત્તિ માટે નિશ્ચિત કીધો છે અને ત્યાં આગળ કર્ત્તા, ભાવનગર રાજ્યમાં પહેલાં જે તેણે કૃષિય કાર્ય કીધું હતું તેવું કાર્ય કરે છે.

પૂર્વોક્ત હકીકતપરથી એ વાત સમજાશે કે આ વયોવૃદ્ધ કર્ત્તાએ પોતાની અંતાવસ્થામાં કૃષિ–વિષય વિદ્યાના સિદ્ધાંત અને અનુભવ સંપાદન કરવાને યથાશક્તિ, યથામતિ આત્મપ્રયાસ કીધો છે. કૃષિય જ્ઞાનના આ લઘુ સંચયને કર્ત્તા પુસ્તકના રૂપમાં મુકવાનો ઇરાદો રાખે છે કે જેથી તે જ્ઞાન–દીપક હિંદના સર્વ પ્રદેશો પર પ્રસરે અને ખાસ કરીને જે ખેડુત–પ્રજા સમસ્ત હિંદની કુલ વસ્તીના ૭૮ ટકા છે તે પ્રજાને પોતાનો અભ્યુદય સાધવામાં અલ્પાંશે પણ માર્ગદર્શક અને સહાય રૂપ થાય. આ નિ:સ્વાર્થી કાર્યને નમ્ર લેખક પ્રજા–સેવાનું એક ઉત્તમ અંગ ગણે છે.

આ પુસ્તકના સંબંધમાં એક વાત આકર્ષક છે તે એ કે તેમાં જે જે ભિન્ન ભિન્ન તત્વો કૃષિ–વિકાસ અને ગ્રામ્ય–જન–અભ્યુદયમાં સહાયક અને પૂરક હોય છે તે બધાંને સૂત્રરૂપે ચાર્ટમાં દર્શાવવામાં આવ્યાં છે કે જેથી ભૂગોળના સુશોભિત રંગવાળા નકશાની માફક, પ્રેક્ષક એક સાથે તે બધાં તત્વોનો સમગ્ર વ્યૂહ લઇ શકે. આ તત્વ–સૂત્રોનું ભાષ્ય કે સ્પષ્ટિકરણ પુસ્તક પ્રકરણમાં કરવામાં આવ્યું છે. સારાંશ એ કે ચાર્ટો અને પુસ્તક–પ્રકરણોમાં પરસ્પર અને ઘાડો સંબંધ છે. પુસ્તક–પ્રકાશનમાં આ નવિન પદ્ધતિ છે.

ઉપસંહારમાં નમ્ર ગ્રંથકર્ત્તા વિશેષ કરીને પોતાના વાંચક–વૃંદ અને સામાન્ય રીતે સમાજની કૃપા, અનુકંપા, સલાહ, સહાય અને સહાનુભૂતિ માટે વિજ્ઞપ્તિ કરે છે અને તે સાથે સર્વનિયંતા પ્રભુને સામાજિક સેવારૂપી યજ્ઞ–ભૂમિપર પોતાનું અવસાન તે સુખરૂપે અને કર્ત્તવ્ય કરતાં કરતાં લાવે એવી સવિનય અને અંતઃકરણપૂર્વક અભ્યર્થના કરી વીરમે છે. અસ્તુ. शुभं भवतुः

અમદાવાદ.

તા. ૧–૧૦–૩૦

લી. ગ્રંથકર્ત્તા.

# અર્પણ પત્રિકા.

હે હિંદ ભૂમિ માતાના સપૂત અને અખિલ વિશ્વોપકારી ખેડુત પુત્રો, તમે
શ્રીભગવાન્ મનુના જન્મથી અદ્યાપિપર્યંત સ્વભૂમિનું સર્વરીતે
આત્મભોગ આપીને સંરક્ષણ કરો છો, એટલુંજ નહિ પરંતુ
કેટલાક સૈકાથી તો તમે સમસ્ત જગતનું કલ્યાણ સાધવામાં
યથાશક્તિ યથામતિ ફાળો આપો છો. હે બંધુઓ,
તમારાં અને તમારા વહાલાં બાળ–બચ્ચાનાં દુઃખો
અપાર અને અસહ્ય છે તે આખું વિશ્વ જાણે છે.
આમ છતાં તમે કદી પણ પરોપકારવૃત્તિ અને
કાર્યમાંથી એક તલપૂર પણ પ્રચ્યુત થતા નથી.
એવા ભારત–ભૂષણરૂપ જે તમો તેમને
આ લઘુ ગ્રંથ અર્પણ કરી કૃતકૃતાર્થ
થાઉં છું. પ્રભુ તમને તમારાં દુઃખો
અને મુસીબતો દૂર કરવામાં
સાથ પુરે એવી હું ઇશ્વર
પાસે અંતઃકરણપૂર્વક
અભ્યર્થના કરૂં છું
અને વિરમું
છું.

અમદાવાદ
તા. ૧–૧૦–૩૦

લી. કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય બી. એ.
કૃષિકાર–વર્ગ–હિતેચ્છુ.

# હિન્દ-ગ્રામ્ય-પુનર્ઘટના.

## પ્રકરણ ૧ લું.

**પ્રત્યેક ગ્રામ્ય-જન નીચેના પદાર્થો માટે ઇશ્વર પ્રાર્થના કરે છે.**

**(૧) સારા પાક. (૨) તંદુરસ્ત બાળકો.**

**પ્રશ્ન:**—તેને આ વસ્તુઓ સંપાદન કેમ થતી નથી વારૂ? કારણ કે—

**ઉત્તર:**—(૧) ખેડુતની ખેતીવાડીની પદ્ધતિ સામાન્ય રીતે ખરાબ હોય છે.

(૨) ખેડુતનું ગામડું હમેશાં ગંદુ માલુમ પડે છે; તે ધુળમાં રહે છે; તે પોતાનો અમુલ્ય સમય આળસ, વ્યાધિ અને દુઃખમાં ગાળે છે.

(૩) ખેડુત જનસમાજ-નાશાત્મક વ્યાધિ-સમૂહનો ગુલામ બને છે, કારણ કે તેને સુખાકારીના સામાન્ય નિયમોનું જ્ઞાન હોતું નથી.

(૪) ઘણા ખેડુતો પોતાના દ્રવ્યનો દુર્વ્યય કરે છે.

(૫) સમસ્ત ખેડુત-વર્ગ પોતાની સ્ત્રી સમાજને અધમતા અને ગુલામીમાં રાખે છે.

(૬) સમસ્ત ખેડુત વર્ગ પોતાના ઘર અને ગામ તરફ દુર્લક્ષ્ય બતાવે છે; તે કદી પણ પોતાની સાંસારિક અને સામાજિક સ્થિતિ સુધારવા બીલકુલ લક્ષ્ય આપતો નથી.

(૭) સમસ્ત ખેડુત વર્ગ કોઇ પણ પ્રકારના શુભકર ફેરફારનો કટ્ટો શત્રુ હોય છે. તે સાધારણ રીતે અભણ હોય છે અને અન્ય દેશો કે પોતાના દેશના અન્ય ભાગોના ખેડુતો વખતે વખતે કૃષિ-વિદ્યા-જ્ઞાનના અલૌકિક પ્રભાવ વડે પોતાની ખેતીમાં કેવા પ્રકારની સુધારણા સંપાદન કરે છે તે સંબંધમાં પોતે જાણી-બુજીને અજ્ઞાત રહે છે; આ વાત તો સ્વતઃ સિદ્ધ છે કે જો પ્રત્યેક ખેડુત પોતાના ખેતરમાં ઉત્તમ ફળ-પ્રદ ખાતરો સમયાનુકુલ પુરવાની સંપૂર્ણ કાળજી રાખે અને અલ્પ સમયનો તે બાબતમાં ભોગ આપે તો અવસ્ય તે પોતાના ખેતરમાં પુષ્કળ અને અમુલ્ય પાક ઉતારી શકે. પ્રાચીન સમયમાં હિંદનો ખેડુત સુખી અને તંદુરસ્ત રહેતો તેનું મુખ્ય કારણ તો એ હતું કે તેનું ઘર સાત પ્રકારના રસોથી ભરપુર હતું.

### ઉપાય-યોજના-ભાગ ૧ લો.

હવે આપણે ખેડુતની સ્થિતિ-સુધારણાના ઉપાયોનું નિરૂપણ કરીએ. તે ઉપાયો નીચે પ્રમાણે છે:—

(૧) પહેલો અને શ્રેષ્ટ ઉપાય તો એ કે દરેક ખેડુતે કૃષિ-સુધારણાની ભિન્ન ભિન્ન રીતોનો સદુપયોગ કરી પોતાના ખેતરના વિવિધ પાકોમાં અભિવૃદ્ધિ કરવા ખૂબ આત્મપ્રયાસ કરવો જોઇએ. પ્રત્યેક ખેડુતનું અંતીમ ધ્યેય એવું હોવું જોઇએ કે યેન કેન પ્રકારેણ પોતે અને પોતાનાં બાળબચ્ચાં સદાકાળ સુખી અને તંદુરસ્ત રહે. પછી પોતે આત્મપ્રયાસથી ધનાઢય બને કે નહિ તેની ફિકર નહિ. આ વાત તો સહેલાઇથી સમજાય તેવી છે કે ગરીબાઇ સર્વ પ્રકારનાં વ્યાધિ, દુઃખો અને કંગાલિયતનું મૂળ છે.

(૨) બીજો ઉપાય એ છે કે-સારાં પુષ્ટ અને રોગ-રહિત ઢોરોને પાળવાં અને તેનો ખેતીના કામમાં સારી રીતે ઉપયોગ કરવો; આ ઉપરાંત મજબૂત સાંઢો રાખવાની અને દૂધની આવક-જાવકનો યથાર્થ હિસાબ નોંધવાની વ્યવસ્થા કરવી. જો કોઇ ખેડુતને પોતાના દૂધના જથ્થામાં યોગ્ય અને અનુકુળ વધારો કરવો હોય તો પ્રથમ તો ગાય-ભેંસ ને વાછરડા-પાડાના જન્મ માટે હંમેશાં અને વિના અપવાદે પોતાની ગાય ભેંસને ઉત્તમ પ્રકારના અને ઉત્કૃષ્ટ જાતના સાંઢ-પાડા પાસે સગર્ભા બનાવવાનો પ્રયાસ કરવો. તે ઉપરાંત પોતાનાં દૂધાળાં ઢોરના ઉપર સ્વબાલ-વૃંદના કરતાં વધારે પ્રેમ બતાવવો અને તેને સારો અને પુષ્ટિકારક ખોરાક પુરો પાડવાની યોગ્ય સંભાળ રાખવી. માત્ર શુષ્ક કે લીલું ઘાસ ખવરાવીને પુષ્કળ દૂધની મિથ્યા આશા રાખવી એ મૂર્ખતા ગણાય. બીજી અગત્યની બાબત એ છે કે અમુક ગાય કે ભેંસની ઓલાદ પરંપરા એક સાંઢ-પાડાદ્વારા ઉતરે એવી વ્યવસ્થા કરવી. ત્રીજી બાબત એ છે કે દરેક ખેડુતે જેટલાં દૂધાળાં ઢોરો સારી રીતે નિભાવી શકાય તેટલાં જ ઢોરો રાખવાં.

(૩) ત્રીજો ઉપાય એ છે કે જેમ બને તેમ સમય અને શરીર-મહેનતનો બચાવ કરે તેવાં નવાં કૃષિ-સાધનો અને હથિયારોનો બહોળો ઉપયોગ કરવા પ્રયાસ કરવો. આવાં સાધનો ખરીદવા માટે પોતાની પાસે પુરતું દ્રવ્ય હોય છતાં બાપના કુવામાં બુડી મરવું એ વધારે સારૂં એ પ્રાચીન સમયથી હિંદ-કૃષિકાર સમાજમાં ઉતરી આવેલા રિવાજ પ્રમાણે નવાં અને વધારે ઉપયોગી હથિયારો ખરીદવામાં આંચકો ખાવો કે કંજુસાઇ કરવી એનો અર્થ તો એ થાય કે પોતાના પગ ઉપર કુહાડો મારવો. અન્ય વિદ્યાઓ (Sciences) અને વિશેષ કરીને કૃષિ-જ્ઞાનવિદ્યાનો સાંપ્રત સાયન્સના જમાનામાં ક્ષણે ક્ષણે એવો તો તાત્કાલિક અને ઉગ્ર વિકાસ થાય છે કે દિવસે દિવસે નવાં નવાં હથિયારો અને તેને ખેતીના કામમાં વાપરવાની રીતો અને યુક્તિઓ ને શોધો બહુ બહોળા પ્રમાણમાં થાય છે. આવા પરિવર્ત્તન સમયમાં એવી દલીલ આપવી કે ભાઇ, અમે લાચાર છીએ કે અમારાથી લોઢાનાં હળો કે તેવાં બીજાં હથિયારો વાપરી શકાતાં નથી કારણકે બીચારા અમારા દુબળા બળદો કે પાડાઓ તેને ખેતરમાં સહેલાઇથી તાણી શકતા નથી. તેવી દલીલ અવશ્ય તેમને માટે લજ્જાસ્પદ ગણાય, તો પછી તે વાત શ્રેયસ્કર તો ક્યાંથી જ હોય? જો ખેડુતના બળદો સાધારણ રીતે પુષ્ટ હોય તો તે સામાન્ય મહેનત અને તાલીમથી લોઢાનાં જરા ભારે હળોને સુખરૂપે તાણી શકે. જે કામ પંદર કે વીશ દિવસના અનુભવથીજ પ્રાપ્ત થઇ શકે તેના ઉપર માત્ર અલ્પ સમય જ ગાળ્યા પછી એમ કહેવું કે મારા બળદો આવું ભારે હળ બીલકુલ ખેંચીને ખેતર ખેડી શકતા નથી એ વાત બેહુદી કે અયોગ્ય ગણાય. સારા બળદો કે પાડા હોય તો સારી ખેતી થાય અને ઉત્તમ અને ભરચક પાકો પાકે.

(૪) ચોથો ઇલાજ એ છે કે જેમ બને તેમ વાવણી માટે સારાંમાં સારાં બી ખરીદો, અને તેને જમીનમાં બરાબર વખતે રોપો. ઉત્તમ પાક ઉતારવાની સહેલામાં સહેલી કુંચી એ છે કે જમીનને જે બીજ ભાવતું હોય તેજ બી તેમાં રોપો, અને પછી જુઓ મજા. ઘઉંનાં બીજ અનેક પ્રકારનાં અને વિધવિધ ગુણવાળાં હોય છે. તેમાં "૮અ" નામના ઘઉંનાં બીજો ઉત્તમ રીતે ફલ-પ્રદ છે. વળી રૂની ભિન્નભિન્ન જાતોમાં "રોઝી બાટલા કોટન" (Rosy-Batla-Cotton) એ ઉંચામાં ઉંચી પ્રતનું ગણાય છે. તેજ પ્રમાણે બરવાળાનો બાજરો, કોઇમ્બુરની શેરડી, ચરોતરની તમાકુ-આ પદાર્થોનાં બીજો આખા જગતમાં શ્રેષ્ટ બીજ તરીકે સુપ્રસિદ્ધ છે.

(૫) પાંચમા ઇલાજ તરીકે દરેક ખેડુતે પોતાની સ્થીત્યનુસાર બની શકે તો ચામડાના કોશને બદલે પર્શ્યન વ્હીલ્સનો ઉપયોગ કરવા પ્રયત્ન કરવો. આપણા દેશના ખેડુતોની સ્થીતિ વાસ્તવિક રીતે જોતાં અતિ-શય દુઃખદ છે. ઘણાં ખરાં ખેડુતનાં ઘર જોઇએ તો આપણને સહજ માલુમ પડશે કે થોડાં મૂલ્ય વગરનાં રાચરચીલાં સિવાય બીજું કાંઇ તેમાં જણાતું નથી, તો પછી કોઠીમાં અનાજ તો ક્યાંથી હોય? આવી સ્થીતિમાં દરેક ખેડુત આવાં કિમતી પાણી બહાર કાઢવાનાં સાધનો સ્વતઃ ખરીદે એ ધારવું મિથ્યા છે. પણ જે ખેડુતો આવી રીતે કરી શકે તે જો પર્શ્યન વ્હીલ્સનો ઉપયોગ કરે તો તેથી તેને અવશ્ય સારો લાભ

થાય. પંજાબમાં આવેલા ઝંગાવ પ્રાંતમાં આ ચક્રોનો બહુ મોટા પ્રમાણમાં ઉપયોગ થયો છે અને તેથી તે પ્રાંતના લગભગ બધા ખેડુતોને અપાર લાભ થયો છે; એટલે પર્શન વ્હીલ્સના લાભાલાભ સંબંધમાં લેશ પાત્ર પણ શંકા સ્થાન રહેતું નથી. હવે આપણે બળદથી ખેંચાતા જળ-કોશ અને પર્શ્યન-યંત્ર ચક્રના લાભોની સરખામણી કરીએ. કોશ ખેંચવા માટે સાધારણ રીતે ચાર બળદ અને ચાર કોશીઆની જરૂર પડે છે, પણ જો ઈરાની યંત્ર-ચક્રોનો ઉપયોગ કરવામાં આવે તો માત્ર બે બળદ, એક યુવાન કોશીઓ અને એક છોકરાની જ જરૂર પડે. હવે આવો પ્રચાર સ્મસ્ત દેશમાં હોય તેમ જણાતું નથી. અમારે કાઠિયાવાડની વાડીઓમાં સામાન્ય રીતે બે બળદ અને એક કોશીઆની સહાયથી ખેતરના કુવામાંથી પાણી કાઢવાનો રિવાજ લાંબા સમયથી પ્રચલિત છે. હા. તે ઉપરાંત એક મજુર ખેતરમાં જુદી જુદી જગાએ પાણી વાળવા માટે રોકાય છે. ઇરાની-જળ-યંત્ર ચક્રનો મહાન્ લાભ તો એ છે કે તે ચલાવવામાં ખેડુતને બીજા માણસની મદદની જરૂર રહેતી નથી. તે યંત્ર વડે બારે માસ અને બત્રીસે ઘડી બમણું પાણી બહાર કાઢી શકાય છે. વળી તે ઉપરાંત કોશ ખેંચવામાં વખતો વખત જીંદગી ખોવાનો જે ભય ઉત્પન્ન થાય છે તેવો ભય ઉત્પન્ન થવાનું આ પૂર્વોક્ત જળ-યંત્ર-ચક્રના ઉપયોગમાં સ્થાન હોતું નથી. વળી કોશના ઉપયોગમાં જેમ દોરડાં ખૂબ ઘસાઇને નકામાં થઇ જય છે અને કોશ ફાટે છે ત્યારે વારંવાર મોચી પાસે તેને સમરાવવા જવું પડે છે તેવું કાંઇ આ જળ-યંત્ર-ચક્રના સંબંધમાં થતું નથી.

(૬) છઠ્ઠો ઈલાજ એ છે કે ખાતરને ઉંડા પહોળા ખાડા ખોદી તેમાં દાટવું. વર્ષના આઠ માસ તે ખાડાને ખુલ્લા રાખવા કે જેથી તે ખાતરને સૂર્યનો ઉગ્રતાપ લાગે અને તે ખાતરમાં જે રસાયણિક અને પાક-પોષક તત્વો હોય તે યથાર્થ પાકે. ચોમાસા પહેલાં તે ખાતરને ગાડાંમાં ભરી ખેતરમાં લઈ જવું અને એક સમાન રીતે તેને તેમાં પાથરવું આ પ્રકારની રીતથી ખેડુતો પોતાના ખાતરના જથાને બેવડો બનાવશે એટલું જ નહિ પરંતુ તેના ગુણમાં અનેક ઘણી અભિવૃદ્ધિ થશે. જ્યારે તમે તે તૈયાર થયેલા ખાતરને ખેતરમાં પુરો ત્યારે તેજ દિવસે તેને ખેડી નાખવાની સંભાળ રાખો. જો તેમ ન થાય તો ખાતરના કસમાં લગભગ પચાસ ટકા ઘટાડો થશે. એક દિવસમાં જેટલું ખાતર બરાબર અને સંભાળપૂર્વક ખેડી શકાય તેટલું જ ખાતર ગાડામાં ભરી ખેતરમાં લઇ જવું. ખાડા સામાન્ય રીતે ૭ ફીટ ઉંડા અને ૭ ફીટ પહોળા હોવા જોઇએ. મોઢા આગળ તે બહુ પહોળા ન હોય તેની સંભાળ રાખવી. સામાન્ય નિયમ તરીકે એક વર્ષ ચાલે તેટલું ખાતર ખાડામાં પૂરવું. વર્ષા ઋતુમાં સંયોગવશાત્ કદાપિ તૈયાર થયેલા ખાતરને ખેતરમાં લઇ જવામાં વિલંબ થાય તેમ હોય તો તે ખાડાને કડબ કે બીજાં સાધન વડે ઢાંકી દેવા. જ્યારે ખાતરથી એક ખાડો પુરાય ત્યારે તેના ઉપર કોરી માટી પાથરવી કે જેથી તે ખાતર તે નીચે પાકીને તૈયાર થાય. તેટલામાં બીજો નવો તેવો ખાડો ખોદી રાખવો કે જેથી તેમાં વધારાનું ખાતર પુરી શકાય. દરેક ખેડુતે હમેશાં અને વિના અપવાદે બે ખાડા તૈયાર કરવા કે જેથી એક ખાડામાં સંપૂર્ણ રીતે પુરેલું ખાતર પાકતું થાય અને તે દરમ્યાન બીજા ખાડામાં ખાતર પુરાતું થાય.

(૭) સાતમો ઇલાજ એ છે કે જે ગામડામાં અન્ય સ્થળેથી સહેલાઇથી અને વિનામૂલ્ય બળતણ મળી શકતું હોય તે ગામડાના ખેડુતોએ છાણનાં છાણાં થાપવાનું બની શકે તો બંધ કરવું. સબબ એ કે છાણનું ઉત્તમ ફળ-પ્રદ ખાતર બને છે તો તેનો અનુપમ લાભ શા માટે તજી દેવો? વળી ઢોરોનો પોતાના જીવનના આધાર રૂપ ખોરાકના ઉપર જેટલો હક છે તેટણો જ બલ્કે તેથી વધારે સબળ અને સંગીન હક ભૂમિનો પોતાના સ્વાભાવિક આહાર રૂપ ખાતર ઉપર છે. જે પ્રમાણમાં ખાતરનો ગુણ હોય તેવા મોલ ખેડુતને સંપાદન થાય. કોઇપણ ખેડુત પછી તે ગમે તેવો ધનાઢ્ય કે બુદ્ધિશાળી હોય તો પણ તે ભૂખ્યાં અને નબળાં ઢોરોદ્વારા કદી પણ સારી ખેતી કરી શકે નહિ; તેજ પ્રમાણે કોઈપણ ખેડુત ઉત્કૃષ્ટ ગુણવાળા ખાતર વિના ઉત્તમ પ્રકારના પાક કદી પણ ઉતારી શકે નહિ. ખેતરની ભૂમિનો છાંણ અને ગામનો કચરો પુંજો એ સ્વાભાવિક અને સારો ખોરાક છે તે વાત સમજાય તેવી છે. કોઇ વખતે એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે

બળતણની વાત તો દૂર રહી, પણ ઘી તાવવા માટે છાણાંની સંપૂર્ણ આવશ્યકતા હોય છે તેનું શું? આ પ્રશ્નનો સંગીન ઉત્તર એ છે કે ગમે તે પ્રકારના બળતણથી માખણનું ઘી સહેલાઈથી અને વીના જોખમે તાવી શકાય છે. વળી કદાપિ કોઈ ખેડુતને છાણાં વડેજ માખણ તાવવું હોય તો તે માટે કાંઈ ગાડું ભરીને છાણાં જોઇતાં નથી. છાણાંનાં દુરૂપયોગના સંબંધમાં જે કડવી ફરીયાદ છે તે એકે ખેડુતના મૂઢ બૈરાં સવારથી સાંજ સુધી ખોરાક અને બીજી ખાનપાનની વસ્તુઓ તૈયાર કરવામાં દરરોજ એક ગાડું છાણાં કારણ વગર બાળે છે. તે રિવાજ અવશ્ય બંધ થવો જોઇએ. અલંકારિક ભાષામાં કહીએ તો છાણના એક છાણાની ખરી કિંમત તેવા સોનાના છાણા જેટલી છે. માત્ર તેનો ખાતર બનાવવામાં સદુપયોગ થવો જોઇએ. વળી ઘણા ખરાં ગામડાંના ખેડુતના બૈરાં સવારે જ્યારે ઘરના ચુલા અને આંગણાં સાફ કરે છે ત્યારે સુંડલાને સુંડલા ભરીને રાખ, છાણ, કડબના કકડા અને ઘાસ ઉકરડે નકામાં ફેંકી દે છે. જો કે તે ખાતરનો તે ગામના ખેડુતો ઉપયોગ કરે છે તે વાત સાચી પણ તેમાં તો "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો" એવું થાય છે; માટે પ્રત્યેક ખેડુતનાં બૈરાંએ તે બધું હમેશાં અમુક અનુકુળ સ્થળે ખોદેલા પોતાના જ ખાડામાં નાખવું.

(૮) આઠમો ઉપાય એ છે કે દરેક પ્રાંતમાં સામાન્ય રીતે બેંકોની સ્થાપના થવી જોઇએ. તે બેંકોના પ્રકાર નીચે પ્રમાણે છે. ખેતીનો ખર્ચ થાય તે પુરો પાડનારી બેંક; પાકને સારા ફાયદાથી વેચી આપનારી બેંક; ખેડુતની શિલકને ડીપોઝીટ તરીકે રાખનારી બેંક; ગ્રામ્ય અને ખેડુત વર્ગની સર્વ પ્રકારની સ્થીતિમાં સુધારણાર્થે નાણાં વિષયક સહાય કરનારી બેંક; સમસ્ત હિંદમાં અત્યારે કૃષિ-અભિવૃદ્ધિના વિષયમાં પંજાબ ઇલાકામાં આવેલો ગરગાંવ નામનો પ્રાંત અગ્રસ્થાન ભોગવે છે. તે પ્રાંત થોડા સમય પહેલાં ખેતીવાડીના સંબંધમાં બહુ પછાત અને નિર્ધન હતો પણ માત્ર થોડાજ સમયમાં તે પ્રાંતમાં અનુકુળ સમયના પ્રભાવે કરીને અને ભાગ્યદેવીની અનુપમ અને અલૌકિક કૃપાનુસાર મહાન કૃષિપરિવર્તન થયું અને તે પ્રાંતની સમસ્ત ખેડુત પ્રજાની ઉદ્યોગપરાયણતાના પરિણામમાં તે પ્રાંત અધુના કૈલાસરૂપ બન્યો છે. તે પ્રાંતમાં અત્યારે બધી મળીને લગભગ ૧૦૦૦ બેંકો છે અને તેનો સંપૂર્ણ લાભ તે પ્રાંતની સર્વ પ્રજા લે છે.

(૯) ગ્રામ્ય પુનર્ઘટનાનો નવમો ઉપાય એ છે કે પ્રત્યેક ખેડુતે પોતાના ખેતરની આસપાસ પાળો અને તેની અંદર કયારીઓ સ્વહસ્તે કે મજુરની સહાયથી બાંધવી જોઇએ. સમસ્ત હિંદમાં એવો અડસટો કાઢવામાં આવ્યો છે કે જે વરસાદ પ્રતિવર્ષ પડે છે તેના લગભગ પંચોતેર ટકા જળ તો વ્યર્થ જાય છે. તેનું પહેલું અને મુખ્ય કારણ તો એ જણાય છે કે આ દેશના અભણ ખેડુતો લાકડાનાં હળો વાપરે છે તેથી તે હળ વડે જેટલી ઉંડી જમીન ખેડાવી જોઇએ તેટલી ઉંડી ખેડાતી નથી અને તે કારણથી તે જમીનમાં વરસાદનું જળ જેટલું ઉંડું ઉતરવું જોઇએ તેટલું ઉંડું ઉતરતું નથી. તેટલા માટે લોઢાનાં હળોનો ઉપયોગ થાય તો ખેડુતને વધારે લાભ થાય. પણ બધા ખેડુતો કાંઇ ધનવાન હોતા નથી, માટે પ્રત્યેક દેશી રાજ્યે કે બ્રીટીશ સરકારે પોતાની ખેડુત પ્રજાને સહાય કરવાના ઉદ્દેશથી પોતાના ખજાનાનાં બારણાં સદાકાળ ખુલ્લાં રાખવા જોઇએ. "કુવામાં હોય તો હવાડામાં આવે" એ પ્રચલિત કહેવત આ સ્થળે બરાબર બંધ બેસતી આવે છે. હતભાગી હિંદને આવાં રામ રાજ્યનો અનુપમ લાભ આપવાનું કામ ઈશ્વરના હાથમાં છે: પાળો અને કયારીના અભાવથી બે પ્રકારના ગેરલાભ થાય છે. (૧) ખેતરને સારા અને ફળદ્રુપ પાક માટે જેટલું જળ જોઇએ તેટલું જળ મળતું નથી. (૨) વધારાનું પાણી ઢોળાવ વાટે ખેતરની બહાર જોસબંધ વહી જાય છે અને તેથી ખેતરના કેટલાક ભાગને અખેડાણ અને ગામના રસ્તાને નાદુરસ્ત બનાવે છે. પરમ કૃપાળુ પરમાત્મા પોતાની રંક ખેડુત પ્રજાને સપ્રેમ રક્ષા અને સુખ અર્થે જે કાંઈ આપે તેનો સંપૂર્ણ લાભ તે પ્રજા જાણી જોઇને ન લે તેને આપણે શું કહેવું વારૂ? આપણે તો આહીં જે ખેતરમાં ડાંગરનું વાવેતર થતું હોય તેમાંથી તો એક બિંદુ જળ પણ નકામું ન જાય તેની પ્રત્યેક ખેડુતે ખૂબ સંભાળ રાખવી જોઇએ, કારણ કે ડાંગરને બરાબર પાકવા માટે પુષ્કળ જળ જોઇએ છીએ.

(૧૦) ગ્રામ્ય અભ્યુદયનો દશમો ઉપાય એ છે કે નાનાં ખેતરોને જો બની શકે તો એકત્ર કરવા પ્રયાસ કરવો જોઇએ. પોતાના ગામના સીમાડામાં એક બીજાંથી વધતા ઓછા પ્રમાણમાં દૂર અને છુટાં છવાયાં નાનાં ખેતરો આવેલાં હોય તો તેવી વ્યવસ્થાનું ખેડુતને અહિતકર એવું પરિણામ આવે કે તે ભિન્નભિન્ન અને પ્રથક્ પ્રથક્ આવેલાં ખેતરોમાં બીજ વાવવા, મોલ લણવા, ખેતરોની રાત્રે અને દિવસે ટોયા માર્ફતે ચોકી કરવામાં સમય, દ્રવ્ય અને મહેનતનો મોટા દુર્વ્યય થાય. આપણા દેશમાં આવી પરિસ્થીતિ સર્વ સામાન્ય જણાય છે. હવે આ સંબંધમાં એવો મહાન્ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે વચમાં વચમાં જે બીજા ધણીના ખેતરો આવેલાં હોય તે વેચાથી આપે કેમ ! આનો સચોટ ઉત્તર એ છે કે " Where there is a will there is a way " જ્યાં ઇચ્છા પ્રધાન અને પ્રબળ હોય ત્યાં અવશ્ય અમુક શુભકર રસ્તો નીકળે ને નીકળે જ. જો આખું ગામ આ સંબંધમાં એક ચિત્ત બને તો આવાં ખેતરોના સંયુક્તપણાના લાભાલાભ અંતઃકરણપૂર્વક સમજે, ત્યાં આવા પ્રકારની ઘટના કરવામાં શો વિલંબ લાગે વારૂ ? આવી વ્યવસ્થા કરવાનો ઉત્તમ રસ્તો એ છે કે પ્રત્યેક ગામની એક પંચાયત નીમાય અને તે આ દુર્ઘટ પણ લાભઃપ્રદ પ્રશ્નનો ઉકેલ કરે. જે ગામ કે પ્રાંત આવા પ્રકારની શુભકર વ્યવસ્થા કરવાને ભાગ્યશાળી બને તે ગામ કે પ્રાંત ગરગાંવ પ્રાંતની માફક સત્વર સ્વર્ગ સમાન બને. પ્રભુ સમસ્ત હિંદના ખેડુત વર્ગને આ સંબંધમાં સન્મતિ આપે, સબબ એકે લાંબા અને સંગીન અનુભવથી એ વાત હવે સિદ્ધ થઇ ચુકી છે કે હિંદ સરકાર કે દેશી રાજ્ય, આધુનિક દુર્ઘટ સમયમાં આવી વાત કરવાને સ્વતઃ પ્રવૃત્ત બને નહિ. ખેતરો પ્રથક્ પ્રથક્ હોવાનો બીજો ગેરલાભ એ છે કે ખેડુતનાં ઢોરાં હમેશા પાડોશના ખેતરોમાં છાનાંમાનાં પેસી જાય છે અને તેમાં ઉગેલા અમુલ્ય પાકનો નાશ કરે છે. એટલે તે ખેતરનો ધણી સ્વાભાવિક રીતે ગુસ્સે થાય છે અને તે ઢોરોને પોતાના ગામના ડબામાં પુરાવે છે અને ગુન્હાઇત ઢોરોના ધણીનો દંડ કરાવે છે. વાત માત્ર દંડથીજ અટકતી નથી, પણ આવાં કૃત્યોનું માઠું પરિણામ એ આવે છે કે ઉભય કુટુંબ વચ્ચે વેરનાં બીજ રોપાય છે અને તે સમયના વહેવા સાથે કડવાં ફળ આપે છે. સારાંશ એકે કલેકટર અથવા ગ્રામ્ય પંચની સલાહ અને સહાયાનુસાર જો કદાપિ છુટાં છુટાં ખેતરોને એકત્ર કરવાની વ્યવસ્થા થઇ શકે તો પ્રત્યેક ગામને અસાધારણ લાભ થાય. આવી ગોઠવણ થાય એટલે પ્રત્યેક ખેડુત થોડે ખર્ચે અને અલ્પ મહેનતે પોતાના એકત્ર ખેતરની આસપાસ હાથીઆથોર કે કાંટાની મજબૂત વાડ બનાવે અને આ રીતે ભૂંડ, શિયાળીઆં આદિ પાકનો નાશ કરનારાં જંગલી પ્રાણીને પોતાનાં ખેતરોમાં પેસતાં અને પાકોના વિના કારણ નાશ કરતાં અટકાવે. જ્યાં સુધી ખેતરોની આસપાસ મજબૂત વાડ થાય નહિ ત્યાં સુધી આ દેશમાં ફરજીઆત કેળવણીની વ્યવસ્થા તદ્દન વ્યર્થ છે, કારણ કે ખેડુતનાં બાળકોને પોતાનાં વાડ વિનાના ખેતરોમાં અન્ય ખેડુતનાં ઢોરો પેસી ન જાય તે માટે રાત દિવસ ચોકી કરવી પડે છે અને સાથે સાથે આ વાત સમજાય તેવી છે કે જ્યાં સુધી નાનાં અને છુટાં છવાયાં ખેતરો એકત્ર ન થાય ત્યાં સુધી તે બધાંની આસપાસ જુદી જુદી વાડો કરવાનું કામ દુર્ઘટ અને ખરચાળ બને.

(૧૧) ગ્રામ્ય સુધારણાનો અગીયારમો ઉપાય એ છે કે પ્રત્યેક ખેડુતે બની શકે તો એવી ગોઠવણ કરવી કે પોતાના સ્વતંત્ર કૂપજળવડે બારે માસ જુદાજુદા પાક ઉપરા છાપરી તે ઉતારી શકે. આ બાબતનું સ્પષ્ટિકરણ કરવાની આવશ્યકતા છે. તે એકે આપણા દેશના ખેડુતો સામાન્ય રીતે પોતાના ખેતરમાં એકજ પ્રકારનો પાક ઉતારવાને ઉત્સુક બને છે. કોઈ ગામની સીમ જોવા ચોમાસામાં કે તે બાદ આપણે કદાપિ જઇએ, તો ઘણા માઇલ સુધી પથરાતી આખી સીમમાં આપણે કાંતો ઘઉં, બાજરી, જાર, કે કપાસ ઉગેલાં જોઇશું. આ વાત સારી તો જણાય છે ખરી પણ તેનો એક ગેરલાભ એ છે કે એકજ વખતે વાવેલા જુદી જાતના મોલની કાપણી એકજ સમયે થવી જોઇએ એટલે તેમ કરવા માટે પ્રત્યેક ખેડુતને પ્રાચીન સમય સાથે સરખાવતાં કાપણીની મજુરી આઠ કે દશ પટ આપવી પડે છે. અર્વાચીન સમયમાં સમસ્ત હિંદના ખેડુત વર્ગની કડવી પણ સત્યશીલ એવી ફરીયાદ છે કે અમે કમાણી શું કરીએ ? અમારાં શિરપર આ હડહડતા

કળિયુગમાં અનેક દુઃખોનો અસહ્ય બોજો આવી પડે છે. તેમાં તો અત્યારે સારા અને નિયમિત વરસાદ, જમીનની ફળદ્રુપતા, અમારી અને અમારાં બૈરાં-બાળ-બચ્ચાંની જાત મહેનત અને નાણાંના વ્યયનો જે લાભ અમને સ્વાભાવિક રીતે મળવો જોઇએ તેનો બરાબર અર્ધો ભાગ આ મોંઘી મજુરી રૂપી ક્રુર પિશાચણી ગળી જાય છે. આનો ઉત્તર એ છે કે “સુખ દુઃખ મનમાં ન લાવીએ ઘટ સાથેરે ઘડીયાં; ટાળ્યાં તે કોઈનાં નવ ટળે રઘુનાથનાં જડીયાં.” એ કાવ્યાર્થ સ્મરણમાં રાખી દરેક ખેડુતે પ્રયત્નશીલ બનવું. જો કદાપિ કોઈ આળસુ અને ભાવિને માનનારો ખેડુત કાઠિયાવાડમાં ચોફાળ માટે સુપ્રસિદ્ધ થયેલા બરવાળા ગામનો ચોવીશ હાથનો સુંદર અને શ્વેત ચોફાળ પોતાના શિરપર ઓઢી અમદાવાદ શહેરના માણેકચોકમાં મોટેથી પોક મુકે કે અરે ભગવાન મારૂં દુઃખ ટાળો, ટાળોને ટાળોજ તો પ્રભુ તો શું પણ અમદાવાદનો પરમ-દયાળુ શેઠીઓ પણ તેને દીલાસો પણ આપશે નહિ. આ દુઃખનો સદન્તર નાશ કરવાનો ઉત્કૃષ્ટ ઉપાય એ છે કે બનતાં સુધી એવાં બીજ દરેક ખેતરમાં વાવવાં તજવીજ કરવી કે જેનો મોલ ખેડુત પોતે અને પોતાનાં કુટુંબની સહાયથી લણી શકે. એક બે કાયમી નોકરોની સહાય લાભકારક નીવડે. એકજ કુવાના પાણીથી બારે માસ વિવિધ પાકો ઉતરે એવી શ્રેષ્ટ ગોઠવણ કોઇ ભાગ્યવંત ખેડુત કરી શકે તો તેના ઘરના દ્વારમાં દારિદ્રય કે દુર્ભિક્ષ એક ડોકીઉં સરખું પણ કરી શકે નહિ; પણ દુર્ભાગ્યની વાતતો એ છે કે એવી વ્યવસ્થા કરે કોણ? જો કદાપિ હલકી પ્રતના પણ લઘુ જીવના ત્રાસથી નાશ ન પામનારા પાકો કોઇ ખેડુત સ્વપ્રયત્નથી ઉત્પન્ન કરી શકતો અને લણી શક્તો હોય અને તેનાથી પોતાના કુટુંબનો સારી રીતે અને શાહુકાર કે સરકારનાં દેવાં વહોર્યા સિવાય નિભાવ કરી શકતો હોય તો તેણે ઘઉં કે બીજા તેવા મોંઘા મૂલના મોલો ઉત્પન્ન કરવામાં પોતાના અમુલ્ય સમયનો ભોગ આપવો કે કેમ તે વિચારવા જેવી બાબત છે, કારણ કે ઘઉં અને કપાસના પાકથી નાણાનો લાભ થાય તો ખરો, પણ નેવું ટકા કેસમાં તે મોલોનો જીવડાં અને હીમ નાશ કરે અને આ રીતે ખેડુતને પાયમાલ કરી નાખે તેનું શું? દરેક ખેડુતે એવાં બીજોની રોપણી કરવી કે જેમાંથી ઉદ્‌ભવેલા પાકો બીજા ખેડુતો કે મોંઘા મજુરોની સહાયવીના તે લણી શકે અને બીજાના બળદોની મદદ વીના પોતાના ખેતરમાં વાવણી પણ કરી શકે. દરેક ખેડુતની એવી ફરજ છે કે પોતે પોતાની ખેતીના કામની એવી નિયમિત વ્યવસ્થા કરવી કે પોતે, પોતાનું કુટુંબ, પોતાના બળદો અને જળ-કૂપ સદાકાળ કામમાં પ્રવૃત્ત રહે. ડુંગળી, લસણ, શાકભાજી, શેરડી, કપાસ, બાજરી, તમાકુ, આદું, ફળ-દાયક વૃક્ષો આદિ વસ્તુઓ વાવવી કે જેથી દ્રવ્ય સંપાદન થાય અને ભૂખમરા અને અર્ધ ભૂખમરાને દેશવટો પ્રાપ્ત થાય. આ બાબત સંબંધમાં એવી દલીલ આપી શકાય કે આ બધી વાત તો સાચી પણ આ દેશના કેટલાક ભાગોની જમીન એટલી હલકી પ્રતની હોય છે કે જેમાં વર્ષમાં માત્ર એકજ પાક ઉતરી શકે. આ દલીલનો પ્રત્યુત્તર એકે જો કોઈ ખેડુત ખેતીવાડીમાં અત્યારે આખા જગતમાં ખેતીવાડીમાં અગ્રસ્થાન ભોગવતા અમેરિકા ખંડમાં તો નહિ પણ આજ દેશના ગરગાંવ પ્રાંતમાં જઇ ત્યાંની કૃષિય પરિસ્થીતિનું સૂક્ષ્મ રીતે અવલોકન અને સ્વચક્ષુવડે અલ્પાંશે પણ સ્વાનુભવ કરે તો તેની ખાત્રી થશે કે ઉદ્યોગ અને ઉત્સાહ રૂપી આયુધોદ્વારા સહરાના રણને પણ ફળદ્રુપ બનાવી શકાય છે. હલકામાં હલકી પ્રતની જમીનમાં રસાયણિક તત્વો વાળું ખાતર પુરવામાં આવે અને કૃષિય જ્ઞાનની સહાયથી તેમાં તે જમીનને ભાવતાં બીજ રોપવામાં આવે તો તેની રેતી અને કાંકરાવાળી ગોરાડુ જમીન સારા અને ફળદ્રુપ પાક આપી શકે. એન્જીન જેમ પોતાની સતત ગતિ માટે પાણી-કોલસા વગેરે પદાર્થોની અપેક્ષા રાખે છે તેવીજ રીતે જે નબળી જમીનનો એક કે બે પાકથી રસકસ ચુસાઇ ગયેલો હોય તેમાં પુરતું અને ભાવતું ખાતર પુરવાથી તે જમીન પોતાનું વંધ્યાત્વ સત્વર તજીદે છે. સારા પાક ઉતરે તેથી કાંઇ સોટકા લાભ થાય નહીં. તે માટે તો કૃષિ-ઉત્પન્નને ફાયદાથી વેચવાની પણ સુવ્યવસ્થા કરવી જાઇએ. એટલે તે માટે ગ્રામ્ય મારકેટીંગ સોસાયટીની સ્થાપના કરવી જોઇએ. જે ખેડુતને સાનુકળતા હોય તે જો પોતાના કુવાવાળા ખેતરના અમુક ભાગનો ઉપયોગ રીંગણાં, ગાજર, ડુંગળી, લસણ વગેરે શાકભાજી વાવવા માટે કરી શકે અને તે સાથે પુષ્કળ

અને પૌષ્ટિક દૂધ આપે તેવી ગાય ભેંસો રાખે તો તેની કૃષિ ઉત્પન્ની સીધી આવકમાં સારી અભિવૃદ્ધિ થાય. આપણા દેશમાં જાગીરદાર અને જમીનદાર વર્ગનો મોટો સમૂહ અહર્નિશ દારિદ્રય દુ:ખમાં સબડયાં કરે છે તેનાં મુખ્ય કારણ, ખોટું જાતિ અભિમાન, નિરૂદ્યમપરાયણતા અને દુર્વ્યસન છે. મોટી મોટી જાગીરોના ધણી આલસ્યથી નિર્ધન બને તો પછી બિચારા ખેડુતની શી વીસાદ વાર ?

(૧૨) ગ્રામ્યોન્નતિનો બારમો ઉપાય વૃક્ષારોપણ છે. જો કોઇ ખેડુત પોતાના ખેતરની કોરે વૃક્ષો વાવે તો તેનું એક શુભ પરિણામ એ આવે કે તેને બળતણ માટે પુષ્કળ લાકડું મળે, એટલે છાંણા થાપવાની બીલકુલ જરૂર રહે નહિ. બધાં છાણ અને મુતરનું ખાતર બનાવવું એ કાંઇ નાનો સૂનો લાભ ગણાય નહિ. ખેતરની કોર નજીક કોઇ સ્થળે અખેડાણ કે ઉજડ જમીન હોય ત્યાં વૃક્ષારોપણ અવસ્ય કરવું. વૃક્ષારોપણનો એક મહાન્ લાભ એ છે કે તે વરસાદને દૂર દેશોમાંથી ખેંચી લાવે છે. વળી તે ઉપરાંત વૃક્ષનો એવો સ્વભાવ છે કે જે પાણી તેનાં મૂળ અને તેની આસપાસના પ્રદેશમાં પડે છે તેનો વૃક્ષ સંગ્રહ કરે છે અને તેથી આસપાસની જમીન ભેજવાળી રહે છે. દષ્ટાંત—ઉષ્ણુકટિબંધમાં આવેલા વિષુવવૃત્તમાં સદાકાળ મીઠા પાણીના મહાસાગર જેટલું અખૂટ જળ રહે છે તેનું રહસ્ય એ છે કે ત્યાં આગળ અપરિમિત ઘેરાવવાળાં અને ઊંચોઊંચ વૃક્ષોવાળાં મોટાં મોટાં જંગલો આવેલાં છે. જો કે પ્રથમ દર્શને આ વાત અજ્ઞાત જનને અસંભવિત લાગશે પણ સુજ્ઞ અને વિવેકી પુરૂષ તો જાણે છે કે જે પરમકૃપાળુ પરમાત્મા તાજા જન્મેલા સુકોમળ બાળના સંરક્ષણાર્થે માતૃ-સ્તનમાં અખૂટ દુગ્ધ પ્રવાહ ઉત્પન્ન કરે છે તેજ દયાળુ પ્રભુ વિષુવવૃતપર રહેનારાં અનેક પ્રકારનાં પ્રાણીઓના જીવન-વ્યવહાર માટે વિશુવવૃત્ત જેવા ઉષ્ણતાના ભંડાર રૂપ પ્રદેશમાં પણ મહાન્ અને અખૂટ જળાશયો ઉત્પન્ન કરે છે. આ નમ્ર ગ્રન્થકર્તાની આ દેશના પ્રત્યેક ખેડુતને એવી નેક સલાહ છે કે તેણે—उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः ( અર્થ—જે પુરૂષ સતત ઉદ્યોગ કરે છે તેને લક્ષ્મી સ્વતઃ પ્રાપ્ત થાય છે ) અને आलस्यं हि मनुष्याणाम् शरीरस्थो महा रिपुः ( અર્થ—મનુષ્યમાં આળસ એ શરીરમાં ભરાઇ રહેલો મહાન્ અને કટ્ટા શત્રુ છે )—આ ઉભય શ્લોક ચતુષ્ટયના તારતમ્યને (Moral) સદાકાળ સ્મરણમાં રાખવું અને તેને સ્વાનુભવમાં ઉતારવું.

(૧૩) જો પ્રત્યેક ગામડાને સુધારવું હોય તો તેરમો ઇલાજ એ છે કે દરેક ખેડુતે પોતાનાં ઢોરને રશી મુકાવવી. આ વ્યવસ્થાથી આ દેશનાં જે લાખો પશુઓ ઢોરના ભિન્ન ભિન્ન પ્રકારના વ્યાધિ-સમુચ્ચયને આધીન બને છે અને સમસ્ત હિંદની આર્થિક દોલતમાં પ્રતિવર્ષ જે અસાધારણ ઘટાડો થાય છે તેમ થશે નહિ. ખેડુત ઘણાં સારાં ઢોરો રાખે પણ તેનું પશુનાશાત્મક વ્યાધિ-સમૂહ સામે સંરક્ષણ કરવાની સંભાળ ન રાખે તો ઘચ્યું સોનું ધૂળ થાય. જેવો અમુક પશુ-વ્યાધિ આસપાસના પ્રદેશમાં જોસબંધ ફાટી નીકળે કે તુરત આખા ગામે પોતાનાં સઘળાં ઢોરોને વિના વિલંબે રશી મુકાવવાની ગોઠવણ કરવી.

(૧૪) ગ્રામ્ય-અભ્યુદયનો ચૌદમો ઉપાય એ છે કે ઉંદર, ભૂંડ, લોંકડી, કુતરા નામના જીવડાં, અને અન્ય કૃષિ-ઉત્પન્ન નાશાત્મક જીવો કે જે ખેડુતના મોલોમાં લગભગ ઘણા ટકા ભાગ પડાવે છે તેનો સદન્તર નાશ કરવાની સંગીન યોજના રચવી. અલ્પ પ્રયાસ દ્વારા જો આ જીવોનો નાસ થઇ શકતો હોય તો પછી ઇશ્વરેચ્છા બલીયસી—એ સિદ્ધાંતને વળગી રહી નિરૂદ્યમી બનવું એ શ્રેયસ્કર ગણાય નહિ. આવા કટોકટીના સમયે यत्नेकृते यदिन सिध्यति कोऽत्र दोषः ( અર્થ—પ્રયાસ કર્યા છતાં કાર્યમાં સફળભૂત ન થવાય તો મનુષ્યનો દોષ નહિ ) એ સાર્વાનુભવિક સૂત્રનો અમલ કરવો, અને જો આમ થાય તો ઘણે અંશે સફળીભૂત તો થવાયજ. મી. બ્રેઇન પોતાના “The Remaking of Village India” ( હિંદ-ગ્રામ પુનર્ઘટના ) નામના સુપ્રસિદ્ધ પુસ્તકમાં લખે છે કે ચોમાસામાં પાણીના વાસણમાં બળતાં ફાનસ રાખીને કુતરા નામનાં જીવડાંનો નાશ કરી શકાય છે. શિયાળામાં પાંજરાવડે ઉંદરનો ધ્વંસ થઇ શકે છે. લોંકડી વગેરે પ્રાણીનો તેનાં દર શોધી કાઢીને બંદુકવડે નાશ થઈ શકે છે. આ દેશમાં તીડનો ત્રાસ મહા ભયાનક

નીવડે છે. મોલ સોએ સો ટકા પાકયો હોય અને ખેડુત થોડા સમયમાં તેને લણી પોતાને ઘરે લઇ જવાની અતિ ઉત્સુકતા અને આનંદજનક અભિલાષા રાખે તેવામાં આકાશમાંથી જેમ વિદ્યુત પડી આસપાસના પ્રદેશને એક ક્ષણમાં ભસ્મીભૂત કરી નાખે તેમ તીડનાં મોટાં ટોળાંઓ વ્યોમમાંથી સડસડાટ કરતાં ઉતરી એકજ કલાકમાં બધો પાક ખાઇ જાય અને તે ખેતરના બીચારા ધણીને બાવરો બનાવે. આ દેશના ખેડુતો આવે પ્રસંગે આ બલાને પોતાના ખેતરમાંથી દૂર કરવાને કાંઇ ઓછા પ્રયાસ કરતા નથી પણ આ પીડામાંથી ખેડુતને મુકત કરવાનો રામ-બાણ ઉપાય અદ્યાપિ પર્યંત હાથ લાગ્યો નથી. થોડા સમય થયાં હિંદ-સરકારે આ દેશના ખેડુતોને તેમનાં અનેક દુઃખોમાંથી મુક્ત કરવાના ઉદ્દેશથી "Indian-Agricultural Research-Institute"—(અર્થ—હિંદ કૃષિય શોધખોળ ખાતું)ની સ્થાપના કરી છે અને તે સંસ્થાના અધ્યક્ષ તરીકે સુપ્રસિદ્ધ કૃષિ-જ્ઞાન-શાસ્ત્રી સર વિશ્વેશ્વરાચાર્યની મોટા પગારે નિમણુંક કરી છે. તેમના ભગીરથ પ્રયાસના પરિણામમાં એવી આશા બંધાઇ છે કે તીડોના અસહ્ય ત્રાસમાંથી થોડા સમયમાં આ દેશના સાત લાખ ગામડાં મુકત થશે. આ સંબંધમાં જે શોધ થઇ છે તેના અખતરા વારંવાર થાય છે, અને તે સો ટકા ફલીભૂત થાય છે.

(૧૫) ગ્રામ્ય સુધારણાનો પંદરમો ઉપાય એ છે કે પ્રત્યેક ગ્રામ્ય-ચરાણના વિકાસ માટે ભગીરથ પ્રયાસ આદરવો. પ્રત્યેક ચરાણમાં સામાન્ય રીતે બે તત્વોનો સમાવેશ થાય છે. (૧) લીલું-સુકું ઘાસ, (૨) બાળવાનાં લાકડાં. ઘાસથી અનેક ઢોરો પોતાનો નિભાવ કરે છે. ઝાડના લાકડાનું બળતણ થાય છે. દરેક ગામમાં અમુક એકરના ક્ષેત્રફળવાળું ચરાણ તો અવશ્ય હોવું જોઇએ કે જેમાં ભૂખ્યાં ઢોરો સુખરૂપે અને વિના મૂલ્યે ઘાસ ચરી ખાય. સાંપ્રત સમયમાં જો આપણે અમુક ગામડાની મુલાકાત લઇએ તો આપણને દીલગીરી સાથે જણાશે કે કેટલાંક ગામડામાં ચરાણનું નામનિશાન પણ હોતું નથી. કેટલાંક દેશી રાજ્યો જો કે આ દેશમાં ગોબ્રાહ્મણ પ્રતિપાળ હોવાનો મિથ્યા દાવો કરે છે ખરાં પણ ચરાણ સંબંધની તેની રાજ્યનીતિ ખાટકી કરતાં પણ વધારે ક્રૂર હોય એમ જણાય છે. જ્યાં ચરાણ ન હોય તે પ્રદેશનાં ઢોરોને ભૂખ્યાં મરવું પડે છે કારણકે ઢોર પોતાના ધણીના ઘરે ગમે તેટલો અને ગમે તેવા ઉંચા પ્રકારનો ચારો ચરે પણ જંગલમાં આવેલા ચરાણમાં ચર્યા સિવાય તેની ક્ષુધા સંપૂર્ણ રીતે તૃપ્ત થતી નથી. જો કોઇ આખું ગામ એકઠું થાય અને ચરાણની વ્યવસ્થા માટે ન્યાયી બંધારણપૂર્વક પ્રયાસ કરે તો સરકાર અને દેશી રાજ્યો તો શું પણ ખુદ ખુદાતાલા પણ આવી તે ગામને ચરણે પડે. "ઝાઝુ તાંતણુ બળીયું" એ કહેવત યથાર્થ છે. જો કોઇ ગામનું પંચ પોતાના ગામના સિમાડા અને અન્ય સ્થળે જે નકામાં વૃક્ષો અને ઝાડી ઝાંખરાં ઉગેલાં હોય તેને વેચવાની વ્યસ્થા કરી શકે તો તેનું એક શુભ પરિણામ એ આવે કે ગામના પાદરમાં જે સૌ ખેડુતોની મજમી જમીન હોય તેની આસપાસ વાડ કરી, તેમાંથી ગ્રાસ-વિકાસ-પ્રતિબંધક તત્વોને દૂર કરી તે જમીનને એક સુંદર અને સુશોભિત બીડના સ્વરૂપમાં ફેરવી શકે. કેટલાંક સ્વાર્થિ દેશી રાજ્યોમાં એવો રિવાજ પ્રચલિત છે કે ખેતરનાં ઝાડોની માલિકી સ્ટેટની ગણાય છે. કેટલાંક રાજ્યો તો તેથી એક પગલું આગળ વધે છે અને દરેક ફલિત વૃક્ષના ઉપર અમુક કરપણ ઉઘરાવે છે. આ રિવાજ જેમ વહેલો નષ્ટ થાય તેમ રાજા-પ્રજા ઉભયને ફાયદો થાય. હિંદની સરકારે પણ આ બાબતમાં અન્ય દેશી રાજ્યોને માગદર્શક થવું જાઇએ. સરકારી કે રાજ્યની માલિકીની જમીનમાં ખેડુત અતિ શ્રમવડે વૃક્ષો ઉછેરે તો પણ તે ખેડુતને તે વૃક્ષનાં ફળ કે લાકડાનો મફત લાભ ન મળે એ ન્યાય કયાંનો ?

ગ્રામ્ય અભ્યુદયનો પંદરમો ઉપાય એ ચરાણ-વિકાસ છે તે વાત સાચી પણ ચરાણ-જમીનમાં બાવળ કે બીજાં નકામાં ઝાડો ઉગે અને તેમાં મુદ્દલ ઘાસ ઉગે નહિ એથી તો ગામનાં બધાં ઢોરો ભૂખે મરે તે માટે તે ચરાણમાંથી તે બલા કાઢી નાખવી અને તેમાં સુંદર અને પુષ્ટિકારક ઘાસ ઉગે તેવી વ્યવસ્થા કરવી. ખેડુત વર્ગના બાપદાદાઓ એવા ડાહ્યા હતા કે તેમણે પોતાનાં બાળ-બચ્ચાંરૂપી ઢોરના નિભાવ અને રક્ષણ માટે ચરાણની વિશાળ જમીનની દરેક ગામમાં વ્યવસ્થા કરી હતી. તેનો દરેક ખેડુતે સારો ઉપયોગ

કરવો જોઇએ. ગામની મજમી જમીનમાં જે નકામાં ઝાડો અને કાંટાના છોડો ઉગેલાં હોય તે બધાને ઝડ-મૂળમાંથી ઉખેડી નાખી તેને વેચી નાખવાં અને તેના વેચાણમાંથી જે દ્રવ્ય ઉપજે તેનો ઉપયોગ તેજ ચરાણમાં સાઇ ઘાસ કુદરતી રીતે ઉગે તેવી ગોઠવણ કરવામાં કરવો. પણ આ બધું કરવામાં આખા ગામનાં સંપ, પરસ્પર સહાનુભૂતિ અને સંગઠ્ઠનની આવશ્યકતા છે.

(૧૬) ગ્રામ્ય સુધારણાનો સોળમો ઉપાય એ છે કે દરેક ખેડુતનું મહત્ ધ્યેય એવું હોવું જોઇએ કે ખેતરના દરેક વીઘામાં પ્રથમ તે જમીનને ભાવે તેવું ખાતર પુરવું, પછી તે ખૂબ ખેડવું કે જેથી તેનો રસાયણિક રસ જમીનમાં અંદર બધે પ્રસરે. ત્યાર પછી તેમાં સારાં બીઆં રોપવાં અને જ્યારે તે ઉગે ત્યારે ખેતરની મોલની હારો વચ્ચે જે નકામા રોપા ઉગ્યા હોય તેને સંભાળપૂર્વક નીંદવા એટલે પ્રભુ કરશે તો સરસ પાક ઉતરશે. કૃષિ-શાસ્ત્રનો એક મુખ્ય સિદ્ધાંત એ છે કે આખા ખેતર કરતાં અર્ધું ખેતર ખેડવું અને તે ઉપર બેવડું લક્ષ્ય આપવું, તો સારા અને નિયમિત વરસાદ વરસે અને કૃષિઉત્પન્ન-નાશાત્મક જીવોનો ઉપદ્રવ ઉભો ન થાય તો તે અર્ધા ખેતરમાંથી જેમ તેમ ખેડેલા અને વગર નિંદેલા આખા ખેતર કરતાં બમણો પાક ઉતરે. કેટલાંક ખેતરોમાં નાના મોટા ખરાબા હોય છે. સામાન્ય રીતે હિંદનો ખેડુત તે ખરાબાને પણ ફળદ્રૂપ જમીન સાથે ખેડે છે અને તેમાં પણ બી રોપે છે. આનું પરિણામ એ આવે છે કે ખરાબામાં વાવેલું મોંઘુ બી પાણીમાં જાય છે. તે માટે તેમ કરવા કરતાં જો તે ખરાબામાં કુદરતી ઘાસ ઉગે એવી વ્યવસ્થા કરવામાં આવે તો તે ખડ એટલું થાય કે તે ઢોરોને ખાવા માટે બાર માસ ચાલે. હિંદના ખેડુતની મોટામાં મોટી ખામી એ છે કે પોતાના ખેતીના કામમાં તે ભાગ્યેજ પોતાની સ્વાભાવિક બુદ્ધિ અને પરકીય અનુભવનો ઉપયોગ કરે છે. જ્યારે આખી સૃષ્ટિ ક્ષણે ક્ષણે ફેરફારને આધિન બને છે ત્યારે આ દેશનો બાપડો ખેડુત પત્થરની માફક સ્તબ્ધ બને એ કેવી દુર્ભાગ્યની વાત ગણાય ? દરેક ખેડુતે પોતાની બુદ્ધિ અને ગત અનુભવનો ઉપયોગ કરીને પ્રથમથી એ વાત નક્કી કરવી જોઇએ કે પોતે પોતાના આત્મબળ અને સ્વકીય સાધન વડે પોતાના ખેતરના કેટલાં વીઘાં ખેડી શકે તેમ છે. હવે ખેતરની બાકી જે જમીન રહે તેમાં કાંતો ઘાસ ચારો ઉગાડવો અને જો ખેતરમાં પાણીનો કુવો હોય તો તેમાં શાકભાજી કે ફળઝાડ વાવવાં, એટલે એક સાથે બે પાક ઉતરશે. સામાન્ય રીતે ઘાસ માટે કોઈ પણ મોલ કરતાં ઓછો વરસાદ જોઇએ છીએ એટલે દુષ્કાળ સમય કે ઓછા વરસાદ વખતે કદાપિ અનાજ વગેરે ઓછું પાકે ત્યારે પણ પોતાનાં ઢોર ખાય એટલું ઘાસ તો અવશ્ય ઉગે. દુષ્કાળમાં ઢોરોને પુષ્કળ પાણી અને ચારો મળે એ કાંઇ ઓછી કમાણી ગણાય નહિં.

(૧૭) સત્તરમો ઉપાય એ છે કે જો કદાપિ ખેતરની સપાટી ઉંચી હોય અને કુવાનું કોશથી નીકળતું પાણી નિચાણમાં વહેતું હોય તો તેને ઉંચું ચડાવવા માટે જમીનની અંદર લોઢાની નળીઓ નાખવી અને તેની સાથે કુવાના પાણીને એક ઉંચી ટાંકીમાં રેંટવડે ભરવું એટલે Water seeks its own level (અર્થઃ-પાણી હમેશાં પોતાની સપાટી શોધે છે) એ સિદ્ધાંતાનુસાર પાણી પેલી નળીઓ વાટે ઉંચા પ્રદેશમાં સ્વતઃ ચડશે. આ સંબંધમાં એક અગત્યની વાત સ્મરણમાં રાખવાની છે તે એકે આ ગોઠવણ હિંદનો પ્રત્યક ખેડુત કરી શકે નહિ પણ ધનવાન જાગીરદાર કે રાજ્ય કરી શકે. જો લોઢાની નળીઓ નાખવામાં આવે તો તે ઘણાં વરસ વગર મરામતે ચાલશે.

કેટલાંક ખેતરો એવાં હોય છે કે તેમાં રેતાળ પ્રદેશ આવેલો હોય છે. જો આમ હોય તો જેવી રીતે ખરાબા જમીનમાં ઘાસ વાવવાની ગોઠવણ કરવી પડે તેવીજ રીતે વર્ષાઋતુમાં રેતીમાં તરબુચ, સાકરટેટી વગેરેનાં બી વાવવાં. રેતીનો એવો ગુણ છે તે ઉપર પડેલું પાણી હમેશાં તેને તળીયે જમા થાય છે. આ જળ, તરબુચ વગેરેનું મુખ્ય તત્વ છે.

આ ઉપરાંત જે પ્રદેશમાં જળ પ્રણાલિકા (Irregation Canals) બાંધવામાં આવી હોય છે તેમાં પાણી સરસર કરવું પડે અને અંતિમ સ્થાને વિના અવરોધે પહોંચે તે માટે તે ચેનોલ્સને નિયમિત રીતે

સાફ કરી અને સ્થળે સ્થળે તેને સીધી બનાવવાનો ગ્રામ્ય સંયુક્ત પ્રયાસ કરવો. આ કામ કાંઇ એક ખેડુતનું નથી પરંતુ તે આખા ગામનું કામ ગણાય. કોઈ કહેશે કે સરકાર પોતે કેનાલ બંધાવે છે અને તેનો ખર્ચ પાણી વેરા તરીકે ખેડુત વર્ગ પાસેથી ઉઘરાવે છે, એટલે સ્વાભાવિક રીતે તે બધું કરવાની સરકારની ફરજ છે. આ વાત છે તો સો ટકા સાચી પણ તેનો પણ પ્રત્યુત્તર તો છે જ. તે વાત બરાબર સમજવા માટે આપણે એક આબેહુબ દૃષ્ટાંત લઇએ. અમદાવાદ શહેરમાં કોઇ કોઇ સ્થળે ગંદુ પાણી જવા માટે ઉઘાડા મોઢાની ગટરો બંધાયેલી છે. તે ગટરો શહેરની ખીચોખીચ વસ્તીમાં આવેલી છે. લોકો તે માટે મોટો કર પણ ભરે છે, છતાં તે ગટરો નિયમિત રીતે ભાગ્યેજ સાફ થાય છે. ફીનાઇલનો ઉપયોગ તો કદી પણ થયેલો જોવામાં આવતો નથી. હવે જ્યારે અહમદાવાદ મ્યુનીસીપાલીટીની સંસ્થા આ કામ બરાબર કરતી નથી, તો પછી જંગલ અને વેરાન અને એકાંત પ્રદેશમાં આવેલી કેનાલોને સરકાર બરાબર સાફ કરાવે કે તેમાં કાંઈ ખોડખાપણ હોય તો ઝટ દઇને મટાડે એવી આશા રાખવી વ્યર્થ છે. એક મહાન્ પુરૂષ લખે છે તેમ The Government coach moves slower than the Jaggannath Car ( અર્થ—જગન્નાથના રથ કરતાં સરકાર-વહિવટરૂપી રથ વધારે ધીમો ચાલે છે )—આ વાક્ય સર્વાંશે સત્ય છે. આ દુર્ઘટ સંસારમાં તો જેને માથે પડે તે ભોગવે તેવી વાત છે. કૃષિ-કાર્યના સંબંધમાં એક અગત્યની બાબત સ્મરણમાં રાખવા લાયક છે તે એ કે જ્યારે આખા જગતના અન્ય સુધરેલા દેશોના ખેડુતો પ્રવૃત્તિપરાયણ અને સ્વપ્રયત્નને માનનારા છે ત્યારે આર્યાવર્ત્ત તેના જન્મકાળથી નિવૃત્ત પરાયણ અને પ્રારબ્ધવાદી છે. આવી પરિસ્થીતિ ઉત્પન્ન થવાનાં બે મુખ્ય કારણો છે. (૧) ધર્મનું પ્રાધાન્ય (૨) સમસ્ત દેશની પ્રાચીન અલૌકિક સમૃદ્ધિ. ઇતિહાસ એવી સાક્ષી પૂરે છે કે પૂર્વકાળમાં હિંદમાં માગ્યા વરસાદ વરસતા અને ખેડુતોનાં ઘર સાત રસથી ઉભરાતાં. વળી આર્ય ઋષી-મુનીઓ ઉગ્ર તપ કરતા અને પોતાનો સમય ઇશ્વર-ભજન-સ્તવનમાં ગાળતા અને પોતાના ભાવિક શિષ્યવર્ગ અને સમાજને નિવૃત્ત-પરાયણતાના પાઠ શીખવતા. આનું પરિણામ એ આવ્યું કે જો કે ગાડાં ફરતાં તો બંધ થયાં પણ ઉંડી ધરેડ તો રહી ગઈ. જ્યારે હિંદના ખેડુતના શિર પર કાંઇ પણ આફત આવી પડે ત્યારે તે બીચારો નસીબનો દોષ કાઢે, પણ પોતે અજ્ઞાત એટલે પ્રત્યેક ડાહ્યા અને સમય-સૂચક મનુષ્યે હમેશાં સમય સાથે કુચ કરવી જોઇએ એ સારી અને લાભપ્રદ વાત તેને સૂઝે નહિ. વાસ્તવિક રીતે તો જ્યારે કાંઇ પણ સારૂં નરસું બને ત્યારે ખેડુતે તેમ થવાનાં કારણો આત્મબુદ્ધિ અને ગત અનુભવની સહાય વડે શોધી કાઢવાં જોઇએ અને પોતાનાં દુઃખોના નિવારણ માટે યોગ્ય અને અનુકુળ ઉપાયની યોજના કરવી જોઇએ. ધારો કે અમુક ખેડુત લાગલાગટ દશ વર્ષ સુધી પોતાના ખેતરમાં ખાતર પૂર્યા વિના અને તેને બરાબર ખેડયા વીના તેમાંથી ભિન્ન ભિન્ન પાકો ઉતારે. પછી અગીયારમે વરસે સારા વરસાદ થયા છતાં અને બીજા પ્રકારની ઉપાધિનો અભાવ છતાં પોતાનો પાક નબળો ઉતરેલો જુએ, ત્યારે તે એકદમ બોલી ઉઠશે કે " શું કરીએ ભાઇ, મારાં નસીબ નબળાં; પ્રભુ મારા પર રૂઠયો વગેરે. " જો તે અલ્પ પણ વિચાર કરે તો તેને સૂઝે પણ ખરૂં કે નબળા પાકનું કારણ નસીબ નથી પણ પોતાનું આલસ્ય અને ગેરસમજ છે. દશ વર્ષના પાકો જમીનમાંનો રસ કસ, જેવી રીતે શ્રીકૃષ્ણચંદ્રે પૂતના માસીના સ્તન-ધાવનને ચુસી લીધું હતું તેવી રીતે ચુસી લેછે અને તે જમીનને વંધ્યા બનાવે છે. સકળ વિશ્વમાં જો કદાપિ કોઇ વિચાર-શૂન્ય પ્રજા હોય તો તે સમસ્ત હિંદની ખેડુત પ્રજા જ છે. પૃથ્વી માતા કાંઇ કામદુગ્ધા ગાય નથી કે જે સદાકાળ અને અવિરત દુગ્ધ આપ્યાં જ કરે.

આ દેશના ખેડુતો અને જમીનદારો સાધારણ રીતે ખેતી સંબંધી દરેક બાબતમાં દુર્વ્યય કરે છે. તે વરસાદના પાણીનો સો ટકા ઉપયોગ કરતો નથી. ફાટાતુટા ચામડાના કોશ વડે પાણી કુવામાંથી બહાર કાઢે છે. એટલે ચાળીસ ટકા પાણી કુવામાં પાછું પડે અને દશ ટકા પાણી કાચી પાળોમાંથી નકામી જમીનમાં ઝરી જાય. કોશને બદલે પર્શ્યન વ્હીલનો ઉપયોગ થાય તો ખેડુતને લાંબે કાળે મોટો લાભ થાય. ખેડુત સ્ત્રીના શિર પર હમેશાં સવારથી સાંજ સુધી કામનો એટલો બધો બોજો પડે છે કે તે બિચારીને પોતાનાં બાળકોની સંભાળ રાખવા માટે, પોતાનાં અને આખા કુટુંબનાં ફાટેલાં લુગડાં સાંધવા માટે કે મેલાં કપડાં ધોવા માટે

બીલકુલ સમય મળતો નથી. ખેતીના કામમાં યંત્રોનો ઉપયોગ યોજાય તો ખેડુત સમાજ પોતાના દૈનિક કામમાંથી નવરો પડે અને પૂર્વોક્ત ઉપયોગી કાર્યો કરે. દ્રવ્ય પ્રકરણની વાત કરીએ તો ખેડુત લગ્ન, અને કારજમાં મોટો અને ઉડાઉ ખર્ચ કરે છે. શિલકને બેંકમાં વ્યાજે નહિં મુકતાં તેનો ઉપયોગ ઘરેણાં ઘડાવવામાં કરે છે. બાકી જો દ્રવ્ય વધ્યું હોય તો તેનું, નહિંતર મોટું દેવું કરીને પણ કોર્ટના કજીયામાં તે દ્રવ્યનું પાણી કરે છે.

ઉપસંહાર—ઉપર દર્શાવેલા ગ્રામ્ય અભ્યુદયના ઉપાયો અને સુચનાઓનો જો ખેડુત બરાબર અમલ કરે તો તે કદી પણ શાહુકાર કે સરકારનો ગુલામ બનશે નહિ અને દુષ્કાળ, ક્ષુધા, ઝાકળ, જીવડાં અને વ્યાધિના મોટા ભયથી સદાકાળ મુક્ત રહેશે.



# પ્રકરણ ૨ જું.

## ઉપાય સમૂહ—ભાગ ૨ જો.

### ગ્રામ્ય-સ્વચ્છતા.

ગ્રામ્ય સ્વચ્છતા એ ખેડુત અને તેના કુટુંબની સુખાકારી અને તંદુરસ્તી સંપાદન કરવાનું મુખ્ય સાધન છે. "Cleanliness is next to Codliness" ( અર્થ—સ્વચ્છતા એ દૈવિ ગુણ છે. ) એ અંગ્રેજી કહેવત સાન્વર્થક છે. તેને મળતી ગુજરાતી કહેવત એ છે કે " પહેલું સુખ તે જાતે નર્યા. "

શારીરિક બળ એ સ્વચ્છતા વિના પ્રાપ્ત થઈ શકતું નથી. દરેક ગામના પંચે અગીઆરસ કે બીજા તહેવારનો લાભ લઈ, દર ઘર દીઠ એક માણસ બોલાવી, સુંદર સંયુક્ત પ્રયાસથી દર મહિને પોતાના આખા ગામને સાફ કરાવવાનો પ્રબંધ રચવો જોઇએ. જ્વરોત્પાદક મચ્છરો જો કે ગંદા પાણીનાં ખાબોચીઆંમાંથી ઉદ્દભવ પામે છે એ વાત સાચી પણ કચરો પુંજો, ગંદવાડ, મૂતર વગેરે ગંદા પ્રદાર્થો તે મચ્છરોનાં પોષક છે. માટે જ્યાં આગળ તેવી વસ્તુઓ ન હોય ત્યાં આગળ મચ્છરોનો બહુ ભારે ઉપદ્રવ હોય નહિ, અને જે ગામમાં મચ્છર, ગંદી આબોહવા ન હોય, ને જે ગામનો સમસ્ત ખેડુત વર્ગ પોતાના આગણાં, વસ્ત્ર, ગૃહ અને ગામને સાફ રાખે તે ગામનાં આંગણાંમાં વ્યાધિ, અંધાપો, રાતઆંધળાપણું, શીળીઉપદ્રવ અને તેનાં વિપરીત અને અનિષ્ટ પરિણામો દાખલ થવાને હિમ્મત ધરી શકે નહિ. મી. બ્રેન પોતાના કૃષિ વિષેના પુસ્તકમાં એક સ્થળે હાસ્ય કરે છે, કે હિંદના ગામડાંની એક એવી અદ્દભુત ખૂબી છે કે જેવી રીતે સહરાના રણમાં ભૂલો પડેલો મુસાફર "Mariner's compass" કે દિશાસુચક યંત્ર વડે પોતાનો રસ્તો સહેલાઇથી શોધી શકે છે, તેવી રીતે ગામડાં ગામડાં વચ્ચે આવેલાં નાનાં જંગલો કે ઉજડ સીમાડામાં જો કોઈ મુસાફર ભૂલો પડે તો ગામડાંની ઉગ્ર ગંધ રૂપી દિશા સુચક યંત્રનો લાભ લઇને તે ગામમાં તે પહોંચી શકે છે. આનો સ્પષ્ટાર્થ એ કે હિંદના ગામડાં સામાન્ય રીતે એવાં ગંદાં હોય છે કે તેની બદબો ઘણે છેટે સુધી ફેલાય છે. આવી ઉત્કટ ગંધમાં મનુષ્ય શી રીતે પોતાનું જીવન સુખરૂપે કાઢી શકે વારૂ ! આખું ગામ સાફ કરતી વખતે જે કચરા, પુંજા અને મૂતરના ઢગ હોય તે બધાને ગામને પાદર મજબા ખાડા ખોદીને તેમાં નાંખવા અને ખાતર જ્યારે તૈયાર થાય ત્યારે કાંતો તેજ ગામના બધા ખેડુતોમાં તેની એકસમાન વહેંચણી કરવી અથવા તે ખાતરને એક ખેડુતને વેચી તેનાં જે નાણાં ઉપજે તે પંચના ચોપડામાં જમે કરાવવાં. નાનાં મોટાં પશુ પક્ષીઓ પણ પ્રેરણાબુદ્ધિના પ્રભાવ વડે પોતે સ્વચ્છ રહે છે એટલુંજ નહિ, પરંતુ પોતાનાં બચ્ચાંને પણ સાફ રાખે છે તો ખેડુત વર્ગ તો મનુષ્ય પ્રાણિ છે માટે તેણે તો અવશ્ય સુખાકારી-સ્વચ્છતાના નિયમો પાળવા જોઇએ. દરેક ગામના પટેલે ગામમાં ઢંઢેરો પીટાવવો કે કોઇ ખેડુતે પોતાના ઘરનાં આંગણાં કે સીમ કે પાદર પર કોઇ પણ પ્રકારની ગંદકી

જાણી જોઈને કરવી નહિ. દરેક ખેડુત ખાતર માટે ખોદેલા ખાડાનો જાજરૂ તરીકે ઉપયોગ કરી શકે તેવી ગોઠવણ ખાડા ખોદતી વખતે કરી રાખવી. જો આવી ગોઠવણ થાય તો પોતાના ખાતરમાં ઘણો મોટો વધારો થઈ શકશે. આ બધી સૂચનાઓ લાગે છે તો નાની-નજીવી પણ તે બહુ મહત્વની છે.

ઘણા પ્રાચીન સમયથી ગામડામાં એવો પ્રચલિત રિવાજ ચાલે છે કે બધા ખેડુતો કુદરતની હાજત પરિતૃપ્ત કરવા માટે હમેશાં ગામને પાદર જાય છે. આ રીત જો કે સારી છે કારણ તેવી પદ્ધતિથી બે લાભ થાય છે. (૧) કસરત થાય છે. (૨) સ્વચ્છ અને ખુલ્લી હવાનો અનુપમ લાભ મળે છે, પણ આ રિવાજના ગેરફાયદા પણ છે. (૧) જે ગંદકી ગામ બહાર કે ગામની અંદર પડી હોય તેના ઉપર તાપ પડે એટલે તે સુકાય અને તેનાં ગંદાં રજકણો હવાદ્વારા ગામમાં અને ગામની આસપાસ ફેલાય. વળી ઘણીવાર બેદરકાર ખેડુતો અને તેનાં અણસમજુ બાળબચ્ચાં પોતાના પગ વડે ગંદકી ખુંદીને ગામમાં અને પોતાના ઘરમાં પેસે. તેથી ગામ લોકો પોતાના ખાતરના ખાડામાંજ ઝાડે ફરવા બેસી શકે તેમ થાય તો એકતો ગંદી કે ખરાબ હવા બહાર ફેલાય નહિ અને તે સાથે પોતાના ખાતરના જથ્થામાં વધારો થાય. હવે એક વાત રહી ગઇ. તે એ કે નાનાં બાળકોતો જરૂર ગામમાં અને પોતાનાં ઘરનાં આંગણામાં ઝાડે ફરવા બેસે પણ તેના ઝાડાને એક નળીયામાં ધૂળ સાથે મિશ્રિત કરી પોતાના ઘરની પાસે આવેલા ઉકરડામાં ખેડુત-માતાઓ અને ભગિનીઓ ફેંકી દે છે તેમ નહિ કરતાં તેને એક સુંડલામાં એકઠું કરવું. તેના ઉપર ચુલાની રાખ નાંખવી અને બૈરાં જ્યારે પોતે ઝાડે ફરવા જાય ત્યારે તે સુંડલો સાથે લેતાં જાય. આવી સાદી પણ સરસ ગોઠવણથી પ્રત્યેક ગામ સ્વર્ગ-સમાન બનશે. સેનીટરી શાસ્ત્ર એમ કહે છે કે બદગો કે ગંદકીવાળી આબોહવાનાં સૂક્ષ્મ રજકણો વજનમાં હલકાં હોવાથી પવન સાથે આમ તેમ ઉડે છે અને પાણી અને ખોરાક સાથે મિશ્રિત થાય છે. આ રજકણો શ્વાસોશ્વાસ અને જળ-પાન વડે શરીરમાં જાય છે. ખોરાક માટે પેટમાં ઉતરે છે અને માણસના શરીરને વ્યાધિ-ગ્રસ્ત બનાવે છે. દરેક ગામડામાં ભાદરવા આસોમાં મેલેરીયાદિ વ્યાધિનું બહુ ભારે જોર અને ત્રાસ હોય છે તેનું મુખ્ય કારણ ગામની ગંદકી અને ગામની આસપાસ ગંદાં પાણીનાં ખાબોચીઆંનો જમાવ હોય છે. ગામની ગંદકી લાંબે કાળે ખેડુતના શરીરનું એક અંગ બને છે કારણ કે આબાળ-વૃદ્ધ પર્યંત આખું ગામ ચોવીસે કલાક આ ગંદકીનાં અણુઓનું સેવન જુદી જુદી રીતે કરે છે. જ્યાં ગંદકી હોય ત્યાં અપાર માખી તો હોયજ. આ માખીઓને ગંદકી તત્વ બહુ પ્રિય હોવાથી પોતે પ્રથમ પ્રેમપૂર્વક ગંદકીના ઢગ ઉપર બેસે છે અને તેમ કીધા પછી બીજી ક્ષણે તે માખી ઉડીને ઘરમાં મુકેલાં પાણી અનાજ, ઘી, સાકર પર બેસે છે. વળી તે ઉપરાંત તે ખેડુતોનાં બાળકોનાં આંખ, નાંક, કાન વગેરે અંગોપર બેસે છે અને ત્યાં આગળ પોતાની પાંખો ફફડાવીને અને ડંખ મારીને છોકરાંઓને પોતાની ગંદકીની-પ્રસાદી આપે છે. આનાં કેવાં અનિષ્ટકારક પરિણામ આવે છે તે સાર્વાનુભવિક હોવાથી તે વાતનું વિવરણ કરવાની આ સ્થળે બીલકુલ આવશ્યકતા નથી.

ગામડાં સાફ કરવાનું કામ અઘરૂં નથી. જાપાનમાં જેમ દરેક ઘરને પોતાનું આગણું સાફ રાખવાનું, ત્યાં આગળ પાણી છાંટવાનું અને બની શકે તો પ્રકાશસાધન મુકવાનું મ્યુનીસીપલ કામ સોંપવામાં આવે છે, તેમ વ્યક્તિગત ખેડુત પોતાનું ઘર આંગણું સાફ રાખે, પોતાનો કચરો પુંજો પોતાના ખાડામાં નિયમસર નાંખે, પોતાના ઘરને લીંપી ગુંપીને સુશોભિત બનાવે તો આખા ગામને સાફ કરવા માટે સંગઠનની જરૂર રહે નહિ. "सबसबकी समालीए" એ સિદ્ધાંત જે ગામમાં સ્વચ્છતાની બાબતમાં સો ટકા અમલમાં આવે ત્યાં શું ન થાય? ખાતરના ખાડા સંબંધમાં એક વાત સ્મરણમાં રાખવી કે ખાડાને એવી અનુકુળ જગાએ ખોદવા કે તે પોતાના ઘરથી એટલા દૂર હોય કે તેની ગંદકી કદાપિ બહાર નીકળે તો તે પોતાના ઘર પાસે પહોંચી શકે નહિ. વળી તે એટલા પાસે હોવા જોઇએ કે વર્ષાઋતુમાં કે રાત્રિ સમયે ખેડુત બૈરાંને ત્યાં જવામાં કાંઇ અડચણ પડે નહિ. સ્વચ્છતા બે પ્રકારની છે. (૧) બાહ્ય. (૨) આંતર્. પહેલા પ્રકારની સ્વચ્છતામાં શરીર-ગૃહ, પાડોશ, પોળ અને ગામનો અને બીજા પ્રકારનીમાં મનનો સમાવેશ થાય છે. જે મનુષ્ય પછી ગરીબ હોય કે શ્રીમંત હોય, રાજા હોય કે રંક હોય, ખેડુત હોય કે મજુર હોય, તોપણ બન્ને પ્રકારની સ્વચ્છતા

જાળવે તેના ઘરમાં લક્ષ્મી વધે અને શારીરિક વ્યાધિનો નાશ થાય. સ્વચ્છતા રાખવાની જે સુચનાઓ અને નેક સલાહ અમે આપીએ છીએ તે એવી તો સહેલી ને સાદી છે કે તેનો અમલ દરેક ખેડુત કરી શકે, પણ અફસોસની વાત એ છે કે લાંબા કાળથી ગંદકીમાં પોતાનું જીવન ગાળવાને આ દેશનો ખેડુત ટેવાયેલો એટલે કેવી રીતે સ્વચ્છ રહેવું તે તેને સુઝે નહિ. વળી પ્રત્યેક ખેડુત આગળ કહ્યું તેમ જાપાનનું અનુકરણ કરી પોતાના ઘરનું આંગણું કે વાડો સાફ રાખે એટલે દરેક ઘર અને તે પોળ પોતાની મેળે સાફ થાય. એમ ઘણી પોળો સાફ થાય. તે ઉપર બાળકો આનંદભેર પાણી છાંટે એટલે શહેર મ્યુનીસીપાલીટીનું કામ બધું વગર ખરચે પુરૂં થાય. વળી જો ગામ પોતાની પોળને નાકે એકેક ફાનસ લટકાવે તો સેનીટેશન, કોન્ઝરવન્સી અને લાઇટીંગનું સંપૂર્ણ કામ થાય. જેને આ યોજના Utopian (મૃગજળવત્) લાગે તેણે જાપાનના ગામડાંની આ સંબંધની હકીકત જાતે વાંચવા તજવીજ કરવી. હવે આપણે ગામડાંની બહાર નજર કરીએ તો ચોમાસાનાં પાણીનાં ખાબોચીયાં અને લીલી નકામી વ્યાધિઉત્પાદક વનસ્પતિ અને લીલોતરી સ્થળે સ્થળે ઉગેલી જણાશે. જો ગામ લોકો એક તહેવારને દિવસે એકઠા થઈ તે ખાડામાં કોરી માટી પૂરે અને લીલોતરીને ઉખેડી ગામના ખાતરના ખાડામાં નાંખવાની તજવીજ કરે તો તેથી બે લાભ થાય. (૧) મેલેરીઆ ઉત્પન્ન કરનાર મચ્છરોનો સદન્તર નાશ થાય અને લીલોતરી અને નકામા છોડોથી ખેડુત વર્ગના ખાતરમાં વધારો થાય. વાસ્તવિક રીતે જોતાં ખાતરના ખાડા ગંદકીનાં સ્થાન નથી, પણ ખેડુતની સુવર્ણ-ખાણ છે. વાત એવી છે કે આ પ્રમાણે તૈયાર થયેલા ખાતરની સહાયથી જ્યારે ખેડુત સારા વરસમાં પોતાના ખેતરમાં ન ધારેલો અને ન કલ્પેલો પાક ઉતારે એટલે એનું શુભ પરિણામ એ આવે કે તે પછી કોઈ ખેડુત પોતાની રાખ, છાણ, મુતર વગેરે સઘળું પોતાના ખાતરના ખાડામાંજ નાખશે. કૃષિ-શાસ્ત્રપારંગત પુરૂષોનો એવો અભિપ્રાય છે કે નવા ખાતરનાં બે ગાડાં જુના ખાતરનાં પાંચ ગાડાં જેટલું કામ આપે છે. વળી ઉકરડામાં ખાતર રાખવા કરતાં જો તેને ખાડામાં વિધિસર પુરવામાં અને પકવવામાં આવે તો ખાતરના ગુણ અને જથામાં બમણો ફેર પડે છે.

## કૃષિકાર-ગૃહને બારી બારણાંની સવડની યોજના.

જો કોઇ પુરાતની ગામડાંની આપણે મુલાકાત લઇએ તો ત્યાં આપણે પ્રથમ તો અંધારાવાળાં અને હવાહીન ઘરો જોઇશું. આટલું સારૂં છે કે ખેડુતનાં ઘર સામાન્ય રીતે છુટાં છુટાં હોય છે અને તે સાથે તેને મોટાં ફળીયાં કે વાડા હોય છે એટલે પ્રત્યેક ખેડુતના ઘરમાં હવા પ્રકાશ તો રહે છે, પણ હવા ઘરના એક છેડેથી બીજે છેડે ફરી વળે નહિ ત્યાં સુધી તેનો સંપૂર્ણ લાભ મળે નહિ. વળી ખેડુતના ઘરની બહાર ખાતર અને કચરા પુંજાના મોટા નાના ઉકરડા સામાન્ય રીતે હોય છે અને તેનાં આંગણામાં છાણ મુતર તો રાત્ર-દિવસના અમુક ભાગમાં તો અવશ્ય પડેલું હોય છે એટલે તેમાંથી ઉપજેલી ગંદી હવાની લહરી કદાપિ બારી બારણાં માર્ફતે ઘરમાં ધુસી જાય તો તે ગંદી હવાને બહાર જવાનો બીજો માર્ગ ન હોવાથી તે હવા ઘરમાં ઘુંટાયાં કરે અને ઘરનાં માણસોનાં ફેફસામાં શ્વાસોશ્વાસ દ્વારા પેસે અને તેનાં શરીર બગાડે; તેટલા માટે જો દરેક ખેડુતના ઘરને હવા અજવાળાની સારી સવડ થાય તો તે ખેડુતને જરૂર શારીરિક અને માનસિક લાભ થાય. આપણો દૈનિક અનુભવ એવી સાક્ષી પુરે છે કે નીચેની છ વસ્તુઓને અંધકાર બહુ પ્રિય છે.

(૧) જે તાવનો ઉપદ્રવ કરવામાં પ્રબળ સાધનભૂત છે તેવાં મચ્છરો. (૨) માખો અને, (૩) ઉંદરો કે જે પ્લેગ-બીજકો (Germs) ઉત્પન્ન કરે છે. (૪) ચોરો. (૫) વ્યાધિ-સમૂહ. (૬) કાઠિયાવાડ-ગુજરાતના અફીણીયા જાગીરદાર. જો કદાપિ ગ્રામ્યજનો સમજુ બને અને પોતાનાં ઘરને બારી બારણાં મુકવાની વ્યવસ્થા કરે અને તે સાથે વખતો વખત આખા ગામને સાફ કરે તો વૈદક-શાસ્ત્રીઓ કહે છે કે ગામમાંથી રોગોનો ૫૦ ટકા ભાગ સ્વતઃ દેશવટો લે. ખેડુતના ઘરમાં એક ખુણેથી બીજે ખુણે જેવો સૂર્યનો પ્રકાશ ભભકયો કે ચોરની માફક મચ્છરો અને પ્લેગ-બીજકો ઉત્પન્ન કરનારાં નાનાં જીવડાં પોતાની મેળે તે ઘરમાંથી નાસી જાય.

હવે આપણે અર્વાચીન સમયમાં વૈદક અને રસાયણ-શાસ્ત્રે જે અદ્‌ભૂત શોધો કરી છે તેની સહાયથી શરીર સંરક્ષણ અને શરીર સુખાકારીનાં કારણોનો વિચાર કરીએ તો આપણને માલુમ પડશે કે શરીર

તંદુરસ્તી માટે મુખ્ય ચાર ચીજોની સંપૂર્ણ આવશ્યકતા છે તે નીચે પ્રમાણે—

(૧) હવા. (૨) પ્રકાશ. (૩) આહારવિહાર. (૪) જળ. આ સાથે શરીર તંદુરસ્તી સંપાદન કરવામાં આયુર્વેદ[illegible] ચાર મુખ્ય સિદ્ધાંતોનો શુભ સંયોગ કરીએ તો આપણી સચોટ ખાત્રી થશે કે શરીર-તંદુરસ્તી માટે નીચેની ચાર બાબતોની સંપૂર્ણ જરૂરીયાત છે. તે નીચે પ્રમાણે-

(૧) Right-thinking. ( શુભ વિચારશ્રેણી ) (૨) Right breathing. ( સરલ શ્વાસોશ્વાસ ગતિ ) (૩) Right-eating. ( સાત્વિક-આહાર ) અને (૪) Right Sleeping. (શાંત-સુખરૂપ નિદ્રા).

જે ગામડાંના ખેડુતો પોતાના ગામના કચરા પુંજાથી દુષિત થયેલો ખોરાક લાંબો સમય ખાય, અને બગડેલું જળપાન કરે અને ઝેરવાળી હવાનો શ્વાસોશ્વાસ લે તેનાં શરીર ખેડુતને ખબર ન પડે તેમ પ્રથમ તો નબળાં બને અને જ્યારે મેલેરીયા, કોલેરા, ઇન્ફલુએંઝા અને પ્લેગરૂપી કટ્ટા શત્રુઓની અણધારી ચઢાઇ આવે ત્યારે તે નિર્દય શત્રુઓ પ્રથમ થયેલાં નબળાં બાંધાનાં શરીરોને પકડે અને તેને પાયમાલ કરે.

## જન-નાશાત્મક વ્યાધિ-સમૂહનો ભય અને તે સંબંધી સાવચેતીના ઉપાયોનું ખેડુત-વર્ગને શિક્ષણ આપવાની યોજના.

આ દેશમાં શીતળા, પ્લેગ, કોલેરા અને મેલેરીઆના ભયંકર વ્યાધિઓ દરેક ખેડુતના ઘર અને ગામમાં એવી તો ઝડઘાલી બેસે છે કે જો તેને કાઢી નાખવાને અથવા તેનું બળ ઓછું કરવાને ખેડુત વર્ગ સંયુક્ત પ્રયાસ ન કરે તો તેનાં બહુ માઠાં પરિણામ આવે છે અને ઉપરના વ્યાધિઓ સાધ્ય ગણાય છે. માત્ર તેમાં મનુષ્ય યત્નની જરૂર રહે છે. લંડન શહેરનું દૃષ્ટાંત લઇએ. આખા જગતના આ મોટામાં મોટા શહેરમાં પહેલાં પુર્વોક્ત વ્યાધિ-સમૂહ અને તે સાથે બાળ-મરણ પ્રમાણ એવાં તો ભયંકર હતાં કે દર વરસે તે રોગો લાખો મનુષ્યના જાન લેતા. હવે તેમાંનું કશું પણ જણાતું નથી.

શીતળાનો વ્યાધિ એ ખાસ કરીને બાળકોને લાગુ પડે છે અને તેમનાં શરીર સુકોમળ હોય છે એટલે વ્યાધિ વખતે જો યોગ્ય ઉપચાર કરવામાં કે ખૂબ સંભાળ રાખવામાં ન આવે તો તે બાળક ઘણું કરીને મરણ પામે છે. પણ વૈદકશાસ્ત્રે તે રોગ ન થાય તેની પહેલેથી યુક્તિ રચી છે અને તે શીતળાની રશી છે. કોઇ કોઇ આ રશીના ગુણના સંબંધમાં એમ કહે છે કે આ પ્રકારની રશીથી બાળકને વધારે નુકસાન થાય છે. તે વાત હજુ આંકડાથી સિદ્ધ થઇ નથી. વળી તેવા આંકડા એમ બતાવે છે કે આ રશીથી લગભગ સેંકડે નેવું ટકા બાળકો આ ભયંકર વ્યાધિને વશ થતાં નથી. આ રશીના સંબંધમાં એક વાત સ્મરણમાં રાખવાની આવશ્યકતા છે તે એ કે પહેલાં બાળક લગભગ છએક માસનું થાય ત્યારે પ્રથમ તેને શીળી કઢાવવી; પછી સાતમે વરસે અને છેવટે ચોદમે વરસે શીળી કઢાવવી. ત્રણ વખત નહિ તો બે વખતતો શીળી અવશ્ય કઢાવવી જોઇએ. જો શીળી બે કે ત્રણ વખત કઢાવાય તો ઇશ્વરેચ્છા તો તે બાળકને ફરીથી કુદરતી શીળી નીકળતાં નથી. કેટલાંક માબાપો માત્ર એકજ વખત શીળી કઢાવીને સંતોષ પકડે છે, તો આ રિવાજનો મોટો ભય એ હોય છે કે કેટલાંક તેવાં બાળકોને કુદરતી શીળી નીકળે છે. જેમ પ્રસુતિ સમયે સગર્ભા સ્રીની જીંદગી હમેશાં જોખમમાં હોય છે એમ ગનાય છે તેજ પ્રમાણે કોઈ ઘરમાં શીળી માતા પધારે ત્યારે જે બાળકને શીળી નીકળ્યાં હોય તે મોતને બીછાને પડે છે. બધી ઋતુઓમાં જો શીળી શિયાળામાં કઢાવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તે સારૂં, કારણ કે શિયાળાની મીઠી અને કડકડતી ટાઢને લીધે શીળીના દાણા વહેલા અને સહેલાઇથી ઠરી જાય છે અને બાળકને રાહત મળે છે. ઘરમાં શીળીનો ઉપદ્રવ થાય એટલે આખું ઘર અવ્યવસ્થિત અને ચિંતાયુક્ત બને. લખલૂટ ખર્ચ થાય અને છેવટમાં બાળક પોતાની ચક્ષુ ખોએ અથવા શરીર કદરૂપું બને.

કેટલાક વર્ષ થયાં આ દેશમાં પ્લેગ નામનો એક બીજો ભયંકર વ્યાધિ પેઠો છે. તે વ્યાધિના લાંબા અનુભવ પરથી એવું સિદ્ધ થયું છે કે તે રોગનાં બીજકો (Germs) ઉંદરના પેટમાં પેદા થાય છે અને તેની સંખ્યા

અસંખ્ય બને છે. તે જર્મો મનુષ્ય શરીરમાં કાંતો શ્વાસોશ્વાસ કે શરીરસંસર્ગથી દાખલ થાય છે અને તેથી તે માણસને પ્રથમ તાવ આવે છે, છેવટે શરીરના કોઇ સાંધાવાળા ભાગમાં સામાન્ય રીતે એક ગાંઠ નીકળે છે, અને નેવું ટકા તે વ્યાધિગ્રસ્ત મનુષ્ય મરણ શરણ થાય છે. કદાપિ તે માણસ જીવે તો કોઇ કોઇ વખત તેના શરીરમાં ખોડ ઉત્પન્ન થાય છે કે જે ચિતા સાથેજ બળે છે. આ રોગ મટાડવાનો રામબાણ ઇલાજ એ છે કે જેમ બને તેમ ઘર-ગામ કે શહેરમાં વસતા બધા ઉંદરોનો નાશ કરવો અને ગામ બહાર ખુલ્લી હવામાં રહેવા જવું. પ્લેગના વખતમાં જો કોઇની પોતાના ઘરમાં રહેવાની ઇચ્છા હોય તો તેણે પોતાનું ઘર સાફ રાખવું. તેમાં ફીનાઇલ છાંટવું. સાદો અને સાત્વિક ખોરાક લેવો અને ખુલ્લી હવામાં સુવું. મરકીના મહાન ત્રાસમાંથી બચવાનો બીજો સંગીન ઉપાય એ છે કે જેમ બને તેમ વેળાસર ગામના આબાળવૃદ્ધ પર્યંત સર્વ ગામ લોકોએ ડૉ. હાફકીનની રસી મુકાવવા તજવીજ કરવી. સાવચેતીનો બીજો ઉપાય એ છે કે બનતાં સુધી બહારથી આવેલા વ્યાધિગ્રસ્ત માણસનો સંસર્ગ કરવો નહિ કારણ કે આ વ્યાધિ બહુ ચેપી ગણાય છે.

કોલેરા—જ્યારે કોલેરાનો ઉપદ્રવ ગામ કે દેશમાં ફાટી નીકળે ત્યારે પ્રથમ તો કુવાના કે બીજા જળાશયમાં Permangenese of Potash ( પરમેગેનીઝ ઓફ પોટેશ ) નાખવો. ખોરાક કે જળ ઉપર માખીઓ ન બેસે તેની સંભાળ રાખવી. સાદો અને હલકો ખોરાક લેવો અને દરરોજ થોડો સમય ખુલ્લી હવામાં ફરવા જવું. પ્રત્યેક ઘરમાં કોલેરા પીલ્સ તૈયાર રાખવી. કુવાનું પાણી રેંટથી કુવા બહાર કાઢવાનો પ્રબંધ કરવો. બની શકે તો લોકો પોતાના ગમે તેવા માટી, પીતળ કે તાંબાના ઘડા બોળી આ રીતે પાણીને દુષિત ન બનાવે તેમ કરવું. જો રેંટની આવી ખરચાળ ગોઠવણ ન બની શકે તો ગામ ખરચે એક ધાતુનો ઘડો કે ડોળ અને એક દોરડું ગામના કુવાના પાવડાપર રાખવાં કે જે વડે ગામ લોકો કુવામાંથી પાણી ભરે. બની શકે તો તે વાસણને સાંકળ લગાવી તેને કુવાના પાવડા સાથે મજબૂત ચોડવી કે જેથી તેને કોઇ લઇ શકે નહિ. કુવાને બની શકે તો એવું ઢાંકણ લગાવવું કે તેમાંથી માત્ર પંપ કે ઘડાની સહાયથી પાણી ભરી શકાય. દરેક ગામમાં આ બધી ગોઠવણ થવાનો સંભવ નથી, પણ જેટલું થાય તેટલું પોતાના અને પોતાનાં બાળબચ્ચાંના સંરક્ષણ માટે કરવું. આ ઉપરાંત કુવાની આસપાસ કચરો કાદવ કે ભેજ હોય તો તે દૂર કરવો, કારણ કે તે ગંદા પદાર્થનો પાસ કુવામાં નીચે ઉતરે અને પાણીને ઝેરવાળું બનાવે. વળી ગામના પાદરમાં ઢોરને પીવા માટે જે હવાડો હોય છે તેને દરરોજ સવારમાં સાફ કરવા અને તેમાંથી કચરો કાદવ હોય તે કાઢી નાખવો. કચરાવાળું પાણી દુઝણી ગાય કે ભેંસ પીએ એટલે તેના અમૃત-સમાન દૂધમાં કોલેરાના જર્મો પેસી જાય છે. જેમ મચ્છરને અંધકાર ભાવે છે તેમ આ રોગોત્પાદક લઘુ જંતુઓ ( Germs ) ને પણ ગંદો કાદવ કચરો બહુ પ્રિય હોય છે. ઉકાળીને પાણી પીવાથી કોલેરા થતો નથી

મેલેરીઆ—જ્યારે આ રોગ ફાટી નીકળે અથવા ફાટી નીકળવાની તૈયારીમાં હોય ત્યારે પ્રથમ તો કુવાને પાવડું કરાવવું અને પાણી સ્વચ્છ રહે તેમ કરવું. વળી તે ઉપરાંત પાણી ઉકાળીને પીવું. કુવા કે ગામની આસપાસ પાણીનાં ખાબોચીયાં કે ખાડા હોય તે શુદ્ધ અને કોરી માટી કે રેતીથી પુરી દેવા. દરેક ઘરમાં ક્વીનાઇનનો જથ્થો રહે તેવી વ્યવસ્થા કરવી અને અમે જે આ બીજો ઉપાય બતાવીએ છીયે તે જો કે શ્રીમંતને લાયક છે પણ જો તે ઉપાય લેવામાં આવે તો અવશ્ય બહુ લાભ થાય. તે ઉપાય એ કે કુટુંબના દરેક માણસ માટે એકેકી મચ્છરદાની વસાવવી. ખેડુતો પોતાનાં બૈરાં છોકરાં માટે સોનાં રૂપાનાં ઘરેણાં તો ઘડાવે છે તો તેમાં ખરચવાના નાણાંનો અમુક અંશ આ યોજના કરવામાં વપરાય તો શું ખોટું વારૂ? આવે પ્રસંગે સરકાર કોલેરા પીલ્સો મફત વહેંચવાની ગોઠવણ કરે છે. તે તો માત્ર નમુનારૂપ વહેંચણી હોય છે તેટલા માટે દરેક ખેડુતે ગમે તે ભોગે પોતાના ઘરમાં ક્વીનાઇન તો અવશ્ય રાખવું અને ભાદ્ર અને આશ્વિન માસમાં આખા કુટુંબે ચા સાથે બબે ગ્રેન ક્વીનાઇન ગોળી લેવી. નાના ડોઝમાં લીધેલું ક્વીનાઇન પૌષ્ટિક અને મેલેરીઆ અવરોધક છે. ઘણું કરીને કાપણીના વખતમાં મેલેરીઆ ફાટી નીકળે છે એટલે તે વખતે જો કોઇ ખેડુતને મેલેરીઆ લાગુ પડે તો તેને દરરોજ મજુરીનો એક રૂપીઓ ખરચવો

પડે. હવે આ હિસાબે આ વ્યાધિ એક માસ ટકે તો તે વ્યાધિગ્રસ્ત ખેડુતને ૩૦ રૂપીઆનું નુકસાન થાય. હવે જો તે ખેડુત બે રૂપીઆનું ક્વીનાઇન ખરીદે તો તે લાંબો વખત ચાલે માટે આ બાબતમાં આળસ કે ખોટી કરકસર કરવાં નહિ.

## ગ્રામ્ય-પુનર્ઘટના ઉપાય-સમુચ્ચય-ભાગ ૩ જો.

પ્રત્યેક ખેડુતને શિર આ દુર્ઘટ અને મોંઘવારીના સમયમાં એક મોટી ફરજ એ આવી પડી છે કે તેણે નીચેની બાબતોમાં જે લખલૂટ ખર્ચ થાય છે તે બંધ કરવા પ્રયાસ કરવો. તે બાબતો નીચે પ્રમાણે (૧) લગ્ન વિધિ અને મરણ ક્રિયા, (૨) ઘરેણાં, (૩) સીવીલ અને ફોજદારી કેસો.

**લગ્નવિધિ અને કારજ**—હિંદમાં લાંબા કાળથી એવો રિવાજ પ્રચલિત છે કે લગ્ન પ્રસંગે પ્રત્યેક ખેડુત હર્ષઘેલો બને છે અને ઋણુ વહોરીને પણુ તે વખતે મોટો ખર્ચ કરે છે. આ લેખક નાના હતા ત્યારે તેને આ વાત સ્મરણુમાં છે કે કાઠિયાવાડનો કોઇ શ્રીમંત ખેડુત પોતાના પુત્રનાં લગ્ન કરવા બીજે સ્થળે જાય ત્યારે લગ્ન વિધિ સંપૂર્ણ થયા બાદ બ્રાહ્મણોને તે દક્ષિણા વહેંચતો. પોતાના હાથમાં રૂપીઆની એક મોટી ઝોળી ભરીને તે બ્રાહ્મણોને દાન આપતો. આવા પ્રકારની ઉદારતા જો કે સાંપ્રત સમયના પ્રભાવે કરીને ઓછી થઇ છે પણુ હજુ ખેડુતો આવે પ્રસંગે ન જોઇતો ખર્ચ કરે છે તે વાત તો સાચી છે. પારસી લોકો સમસ્ત જગત્ કલ્યાણમાં પોતાંના અખૂટ દ્રવ્યની સખાવત કરે છે. જૈન લોકો પોતાના દ્રવ્યનો પોતાનાં ધર્મનાં સુશોભિત દહેરાં બંધાવવામાં સદુપયોગ કરે છે. શ્રીમંત મુસલ્લમાનો લખલૂટ ખર્ચ કરી મસજીદો બંધાવે છે. તેવી રીતે જો કોઇ ખેડુત પોતે લગ્નમાં જે નકામો ખર્ચ કરે છે તેનો માત્ર અર્ધોજ ભાગ પોતાના ગામ કુવા ને વાવ બંધાવવામાં, ઢોરને પાણી માટે હવાડો ચણાવવામાં, કુવાના પાણીને સહેલાઇથી બહાર કાઢવા માટે કુવાના પાવઠા ઉપર જળયંત્ર ગોઠવવામાં કરે તો તેથી તેને અને આખા કુટુંબને ને ગામને લાભ થાય અને જે લગ્ન વિધિ પ્રસંગે આવો પરોપકારી ખર્ચ કરવામાં આવે તે તે લગ્ન વિધિને ચિરંકાળ સ્મરણીય બનાવે. એટલે આવી ઉત્તમ ગોઠવણુથી એક પંથ અને દો કાજ થાય. મરણુ ક્રિયાના સંબંધમાં માત્ર એટલુંજ કહેવાનું કે આ સંબંધમાં આ દેશમાં જે ભારે ખર્ચ થતો તે હમણાં બંધ થતો જાય છે. જે કામ આ દેશના વિવિધ જ્ઞાતિ સંમેલનો અને સમિતિઓ ન કરી શક્યાં તે કઠિન કામ સાંપ્રત યુગે મોટે ભાગે સાધ્ય કીધું છે અને આ કુચાલ સમયના વહેવા સાથે સદન્તર બંધ થઇ જશે એવાં ચિન્હો અત્યારે પ્રદર્શિત થાય છે. જો ખેડુત ઇચ્છે તો તે પોતાના ગામમાં શાળા કાઢી શકે; લોકોને દવાની રાહત અને સહાય આપી શકે; પોતાના ગામમાં વટેમાર્ગુ માટે ધર્મશાળા બંધાવી શકે.

**આભૂષણો**—આ દેશમાં પ્રાચીન સમયમાં એવો રિવાજ હતો કે દ્રવ્યના ત્રણુ મુખ્ય વિભાગ પડતા. એક ભાગ ઘર, ખેતર વિગેરે સ્થાવર મિલ્કત જમાવવામાં વપરાતો; બીજો ભાગ આભૂષણુ ઘડાવવામાં વપરાતો અને ત્રીજો ભાગ રોકડ રખાતો. હવે આભૂષણુ ઘડાવવામાં જે ખર્ચ કરવો તે તદ્દન વ્યર્થ છે એવી જે સામાન્ય માન્યતા હમણાં ચાલે છે તે બરાબર નથી. આભૂષણુ એ નિર્ધન અને માત્ર આકાશવૃત્તિ ઉપર રહેનાર ખેડુતનું કાળ દુકાળનું હાંડલું છે. ગ્રામ્ય-જીવનમાં કોઇ કોઇ પ્રસંગે એવા સંજોગો ઉપસ્થિત થાય છે કે તેને કોઇ એક પાઇ પણુ આપતું નથી અથવા ભારે પ્રકારની અણુધારી સરકાર દરબારની આફત આવી પડે છે. તેવા કટોકટીના વખતે આ આભૂષણો દુઃખી ખેડુતને આવી આફતમાંથી તારવાને સહાયભૂત થાય છે. અમારા ખેડુત ભાઇઓ માત્ર મોજશોખની ખાતર ઘરેણાં ઘડાવે છે તે વાત સાચી નથી, કારણુ કે જ્યારે જરૂર પડે ત્યારે કોઇ પણુ ખેડુત તેને વેચી નાખવામાં લેશ માત્ર પણુ અચકાતો નથી; પણુ તે સાથે એટલું તો કહેવું જોઇએ કે જે દ્રવ્ય અત્યારે આભૂષણુ વિગેરેમાં ખરચાય છે તેને જો સદ્ધર બેંકમાં મુકવાની વ્યવસ્થા થાય તો તેથી બે લાભ થાય. તે એ કે એક તો આફત વખતે તે નાણાનો સત્વર ઉપયોગ થાય અને બીજો લાભ એ કે પોતાની અસલ મુડીમાં વ્યાજ દ્વારા હમેશાં વધારોજ થયાં કરે. ગણિત-શાસ્ત્રીઓએ એવી ગણત્રી કરી છે કે જો એક રૂપીઓ સો વર્ષ પર્યંત સેંકડે બાર ટકાના વ્યાજે મુકીએ તો

એક શતકમાં એક રૂપીઆનું વ્યાજ મુદ્દલ એક કરોડ રૂપીઆ અર્થાત્ મોટી ગંજાવર રકમ થાય. આ પાઠ આ દેશનો દરેક ખેડુત આવા સમયમાં શીખે તો તેને અને આખા દેશને અનુપમ લાભ થાય. ખેડુત સ્ત્રી એ સ્વભાવે ભોળી અને અજ્ઞાન હોય છે એટલે તેના અશિક્ષિત અંતઃકરણમાં આભૂષણ માટે પ્રેમ અને આસક્તિ રહે તે સ્વાભાવિક છે. આવી પ્રીતિનાં ત્રણ મુખ્ય કારણ છે. તે કારણો નીચે પ્રમાણેઃ—

(૧) બેંકમાં નાણાં મુકવાથી તે હમેશાં વધે અને દુઃખ વખતે કામ આવે તેની સમજ અજ્ઞાનતાને લીધે તેનામાં આવતી નથી.

(૨) પ્રત્યેક ખેડુત સ્ત્રી એમ માને છે કે આભૂષણસંગ્રહ એ આફત વખતે તેનું કામ સારે છે.

(૩) પ્રત્યેક ખેડુત સ્ત્રી એમ માને છે કે જેમ તેની પાસે વધારે આભૂષણ હોય તેમ તેની અને તેના કુટુંબની આબરૂ ખેડુત સમાજ અને પોતાનાં સગાં–સ્નેહીઓમાં વધે છે.

હવે આપણે આભૂષણના ગેરફાયદાનો વિચાર કરીએ. આ વાત તો સૌ કોઇ કબૂલ કરશે કે સો રૂપીઆના ધરેણાંને ગામમાં વેચવા જઇએ તો તેના પોણોસો રૂપીઆ ઉપજે. આપણા દેશમાં એવી કહેવત ચાલે છે કે ધરેણું સોનીને ત્યાં સાત વાર જાય તો તેની કથિરની કિંમત ઉપજે. બાકી આભૂષણને ચોરાઇ અને ધસાઈ જવાનો ભય પણ ખરો. વળી ખેડુતની નિર્ધન પરિસ્થિતિની દૃષ્ટિથી જોઇએ તો આભૂષણ સંગ-રંગ એ અજુગતો છે. મનુષ્યસ્વભાવ એવો છે કે તેને જેમ વધારે મળે તેમ આકાંક્ષાઅભિવૃદ્ધિ થાય છે અને કદી પણ સંપૂર્ણ પરિતૃપ્તિ થતી નથી. તેમાં વળી સ્ત્રીની મતિ પાનીએ એ કહેવતાનુસાર સ્ત્રીના લોભનો થોક હોતો નથી. એ સ્ત્રીને અમુક પ્રકારનાં આભૂષણ કરાવાય એટલે તે વળી નવી ફેશનનાં માગે. એક સ્ત્રીને આભૂષણ પહેરતી જોઇને અન્ય સ્ત્રી સ્વપતિ પાસે તેવાં બલ્કે તેના કરતાં વધારે સારાં ધરેણાં માગે અને જો તેની ઈચ્છા સંતૃપ્ત ન થાય તો ઘરમાં કંકાસ થાય. આ ઉપરથી એમ જણાય છે કે હવે ખેડુત સ્ત્રી આભૂષણનો મોહ તજી દે તો બહુ સારૂં થાય. વળી કેટલીક ખેડુત સ્ત્રીઓ પોતાના શરીરપર બારે માસ આભૂષણ પહેરી રાખે છે એટલે દશ વીશ વરસે તેની અડધી કિંમત થાય છે. મુંબઇની ભાટીઆ અને પારસી બાનુઓ મોતીનાં ચળકાટ મારતાં આભૂષણો પહેરે છે એ વાત સાચી, પણ તેઓ કાંઈ બારે માસ તેમ કરતી નથી. વહેવાર કે મેળાવડા પ્રસંગે સારા અને સુશોભિત પોષાક સાથે તેઓ ધરેણાં ધારણ કરે છે અને ઇંદ્રાણી જેવી લાગે છે. વિસ્મયની વાત તો એ છે કે ખેડુત સ્ત્રીઓ જ્યારે વાઘરણ જેવાં ફાટાંતુટાં કપડાં પહેરે છે ત્યારે પણ આભૂષણાલંકૃત બને છે એટણે ધરેણાં પહેરીને પોતાનું સૌન્દર્ય બતાવવાની ઇચ્છા હોય તો તે અસ્થાને ગણાય; માટે ખેડુત સ્ત્રીએ સારા તહેવારના દિવસોએ સારા પોષાક સાથે પોતાનાં જે ધરેણાં હોય તે પહેરવાં. બાકીના વખતે તે ધરેણાંને પેટીમાં મુકી રાખવાં કે જેથી તે બીલકુલ ઘસાય નહિ અને ઘણા કાળ સુધી નવાં નવાં રહે.

હિંદને રૂપા અને સોનાની ધાતુ પર એવો તો અદ્ભૂત પ્રેમ છે કે તે પ્રેમની ખાતર દર વર્ષે હિંદમાં કરોડો રૂપીઆની ઉભય ધાતુઓ આયાત થાય છે. એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે સન ૧૯૨૫ માં હિંદમાં પરદેશથી લગભગ ૬૦૦૦૦૦૦૦૦૦ રૂપીઆની કિંમતનું સોનું આયાત થયું હતું કે જેનું સામાન્ય રીતે વ્યાજબી દરે ૬ કરોડ રૂપીઆનું વ્યાજ થાય. કોઇ પણ દેશમાં દોલતની આયાત થાય તે તો સારૂં પણ હિંદમાં તો તે આયાતના મોટા ભાગને પૃથ્વી માતાના ઉદરમાં લાંબા કાળ સુધી ટીપ મારવામાં આવે છે. હવે સમય એવો આવી લાગ્યો છે કે આ દુઃખી દેવીને બહાર કાઢીને તેનો આ દેશના ભિન્ન ભિન્ન ઉદ્યોગોના વિકાસમાં ઉપયોગ કરવો નહિતર હતભાગી હિંદ આ બાબતમાં આખી દુનિયામાં પછાત રહી જશે અને તેના પરિણામમાં દેશમાં બેકારીનું પ્રમાણ વધારે થશે અને અંતે આખો દેશ પાયમાલ થશે. આભૂષણથી સૌન્દર્યમાં વધારો થાય છે એ વાત ખરી, પણ પ્રથમ તો પ્રભુએ આપણને જે કુદરતી સૌંદર્ય આપવા કૃપા કરી છે તેમાં વધારો કરવો. જુઓ, કનૈયા કુંવર જેવાં ખેડુત બાળકોને તેમની માતાઓ મેલાંદાટ કપડાં

પહેરાવે છે; તેમને ધૂળ અને કીચડમાં રગદોળાવા દે છે, એટલે ઉપરથી આફ્રિકાના હબશીનાં છોકરાં જેવાં દેખાય છે માટે ઘરેણા પહેરવાની વાત કરતાં પહેલાં તેમનાં શરીર અને વસ્ત્રો તો હે ખેડુત માતાઓ, સ્વચ્છ કરો. સ્ત્રી જાતિને સૌંદર્ય પર અપાર પ્રેમ હોય છે એ વાત સાચી પણ તે પ્રેમની પરિતૃપ્તિ માત્ર ઘરેણાં પહેરવાથીજ થતી નથી. જો સૌંદર્યપર સાચો પ્રેમ હોય તો ખેડુત સ્ત્રીઓના પોતાનાં ઘરનાં આંગણાં કે વાડામાં સુંદર અને સુગંધીમય પુષ્પ અને ફલ-વૃક્ષો રોપી એક સ્વર્ગસમાન લઘુ ઉદ્યાન બનાવવી. વળી પોતાના ઘરમાં વોકળી પાડી સુંદર અને ટકે તેવું લીપણ કરવું કે જેથી પ્રેક્ષકનું મન રંજન થાય. તે ઉપરાંત ફાલતુ સમય અને પુરતી આવડ હોય તો ભિન્ન ભિન્ન રંગ અને જુદી જુદી જાતની કોરો ગુંથવી એટલે સૌંદર્યની સાથે દ્રવ્ય પ્રાપ્તિ પણ થાય. ઘરેણાંથી ઘણાં બાળકો પોતાના જાન ખુએ છે તે વાત તો દરેક ખેડુત સારી રીતે જાણે છે. આ મોટામાં મોટો ગેરલાભ છે.

## ગ્રામ્ય-અભ્યુદય-ઉપાય-સમૂહ-ભાગ ૪ થો.

### નૂતન-ગૃહ-ધ્યેય.

સુંદર, સુખી અને તંદુરસ્ત કૃષિકાર-ગૃહનાં તત્વો નીચે પ્રમાણે છે:—

(૧) સ્વચ્છ, સુખી, તંદુરસ્ત અને સુશિક્ષિત સ્ત્રી-વૃંદ. (૨) સ્વચ્છ, સુખી અને તંદુરસ્ત બાલ-સમૂહ. (૩) સ્વચ્છ ઘરો. (૪) સ્વચ્છ નિરોગી ખેડુત વર્ગ અને (૫) સંપ. આર્યશાસ્ત્ર સ્ત્રીને અર્ધાંગના કહે છે. આનો સ્પષ્ટાર્થ એ કે સંસાર-વ્યવ્હારની દરેક બાબતમાં સ્ત્રીનો અર્ધો હિસ્સો જોઇએ. જ્યાં સુધી ગૃહિણીને સમાન હકો બક્ષવામાં ન આવે, અને જ્યાં સુધી પ્રત્યેક ખેડુત સ્ત્રીપર ગધેડાથી સહન ન થાય તેટલો સવારથી સાંજ સુધી કામરૂપી ભારનો બોજો લાધવામાં આવે ત્યાં સુધી આર્યાવર્ત્તનું કોઇપણ ગૃહ ઉત્કૃષ્ટ સ્થીતિ સંપાદન કરે નહિ. આ વર્ષમાં સમસ્ત હિંદનો સ્ત્રી વર્ગ અજબ રીતે જાગ્રત થયો છે અને તેમાં રસ લેતી ખેડુત સ્ત્રી પણ થઇ છે એટલે આ વર્ગ જ્યારે પુરૂષ વર્ગ સાથે સમાન હકો વગેરે સંબંધી રણસંગ્રામ માંડશે ત્યારેજ પુરૂષ વર્ગ નમતું આપશે. ખેડુત ઘરને સુધરેલા દેશોનાં ઘરની સપાટી પર મુકવું હોય તો નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી.

(૧) જ્યાં સુધી બાળાઓ નાની ઉંમરની હોય, ત્યાં સુધી તેને છોકરાઓ સાથે શાળામાં, અને જ્યારે મોટી ઉંમરની થાય ત્યારે કન્યાશાળામાં મોકલવી. જે વાત નેપોલીયન કહે છે કે જ્યાં સુધી માતા સુશિક્ષિત બને નહિ ત્યાં સુધી તે દેશનો ઉદ્ધાર થાય નહીં તે વાત તદ્દન સાચી છે.

(૨) જ્યાં સુધી બાળા પરિપકવ-વયની થાય નહિ ત્યાં સુધી તેના લગ્નપર પ્રતિબંધ મુકવો.

(૩) સ્ત્રી-સમાજને સામાજિક અને ઘરની ગુલામીમાંથી મુક્ત કરવી અને તેને સન્માન આપવું.

(૪) જે ખેડુત ઘરને પરવડે તેણે ઘરનાં બૈરાંને છાણાં થાપવા અને દળવાની ના કહેવી અને આ કામનો જે સમય બચે તેનો ઉપયોગ પોતાનાં બાળકોને નવરાવવા, ધોવરાવવા, ઉદ્યાનમાં કે ગામને પાદર રમાડવામાં માતાઓ ગાળે એવી વ્યવસ્થા કરવી. સંચાના લોટમાં કસ રહેતો નથી એ વાત સાચી છે પણ આ બાબતમાં એક ઉચીત પ્રશ્ન પૂછીએ છીએ તે એકે આ દેશમાં આધુનિક જમાનામાં એક કોઇ એવો નરવીર પતિ છે કે જે પોતાની વધૂને એમ કહી શકે કે હે સ્ત્રી, જો તું ઘંટીએ દરરોજ આપણા કુટુંબને થાય તેટલું દળણું ન દળે તો હું તને કાલથી રામે વિના કારણ સીતાને વનવાસ આપ્યો તેવો દેશવટો આપું. અરે ! હવે તો જે બાઇડીઓ દળણું દળીને પોતાનું અને પોતાના નિરાધાર બાળ-બચ્ચાનું સુખરૂપે ભરણ પોષણ કરતી હતી તેમને જો કદાપિ દળવાની વાત કરીએ તો તે ચટ દઇને પ્રશ્નકારનું અપમાન કરે છે. હિંદમાં સામાજિક, ધાર્મિક, ઔદ્યોગિક, રાજકિય આદિ ક્ષેત્રોમાં પ્રતિક્ષણ મહાભારત-યુગ-પરિવર્ત્તન થવા લાગ્યું છે એટલે આ ધમધમતા પ્રવાહ સાથે હિંદ પ્રયાણ નહીં કરે તો તે પછાત પડશે, એ વાત નિઃસંદેહ છે. વળી છાણું થાપવામાં અને દળવામાં જે સમય વ્યતિત થાય તેનો ઉપયોગ રાંધવામાં, લુગડાં ધોવાં અને

સાંધવામાં, સ્ત્રી-સંમેલનમાં ભાગ લેવામાં, ઘરને લીપણુ અને ભીંતો પર સુંદર છાપ કરવા વગેરે ગૃહોપયોગી નાનાં મોટાં અનેક કાર્યોમાં સહેલાઇથી થઇ શકે. જો કદાપિ ખેડુતપતિ પોતાની અશિક્ષિત પણ સુજ્ઞ અને સુશીલ સ્ત્રીની સંસાર-વ્યવ્હાર અને ખેતીવાડીના ઉદ્યોગમાં સલાહ લે તો ખેડુતના ઘરમાં જે અનર્થો થાય છે તે બધા બંધ પડે.

ઉપસંહાર—ગ્રામ્ય-પુનર્ઘટના માટે ઉપર જે ઉપાયો દર્શાવ્યા તેનો સાર નીચે પ્રમાણે છે.

(૧) ગ્રામ્ય-ક્ષેત્ર-સુધારણા. (૨) ગ્રામ્ય સ્વચ્છતા. (૩) ગૃહને હવા-પ્રકાશની સવડ. (૪) જનસમાજ નાશાત્મક વ્યાધિ-સમૂહ (Epidemics) પ્રતિરોધ, (૫) દ્રવ્ય-દુર્વ્યય-પ્રતિબંધ. (૬) સ્ત્રી-સંસ્કૃતિ. (૭) ગૃહ-સૌંદર્ય-પ્રાપ્તિ. આ બધાં તત્વોના વ્યવ્હારિક શિક્ષણ અને તાલીમ માટે સરકાર, ધનાઢયો અને ગ્રામ્ય-પંચાયતની સહાયથી જો કદાપિ પ્રત્યેક પ્રાંતના કેંદ્રસ્થાનમાં Rural Economy (ગ્રામ્ય-અર્થશાસ્ત્ર,) અને Domestic Economy (ગૃહ-અર્થશાસ્ત્ર) ની સંસ્થાઓ સ્થાપી શકાય તો ગ્રામ્ય-સુધારણાના અતિ ઉપયોગી અને હિતકર વિષયમાં અર્ધવિજય સંપાદન થાય. અત્યારે આપણે ખેડુતના ઘર જોઇશું તો તે માત્ર અંધકારમય અને રોગોનાં કેંદ્રસ્થાન હોય છે. આનું મુખ્ય કારણ એ છે કે સ્ત્રીઓને ગુલામીની દશામાં રાખવામાં આવે છે અને વળી તેના પર પશુવત્ વર્ત્તણુક ચલાવવામાં આવે છે. આતો ખેડુતોનું મહાન્ ભાગ્યોદય સમજવું કે આવી પરિસ્થીતિમાં પણ ખેડુતસ્ત્રીઓ પોતાનું સઘળું કામ સપ્રેમ કરે છે. જન્મથીજ ખેડુતબાળાઓના મનમાં એવા સંસ્કાર પાડવામાં આવે છે કે તેઓ તો ક્ષુલ્લક ક્ષુદ્રપ્રાણિ છે. જો કે તેઓ તો પરમાત્માનાં વહાલામાં વહાલાં અને તેટલા માટે ઉચ્ચ પ્રાણિ છે પણ તેના તરફ પરંપરાથી ચલાવાતી નિર્દય અને લજ્જાસ્પદ વર્ત્તણુકજ તેમને અધમ બનાવે છે. એક વખત ખેડુત બાળાઓને પુરૂષ બાળકની કોટીમાં મુકો અને પછી જુઓ કેવો રંગ જામે છે. ખેડુત વર્ગના ગ્રેજ્યુએટો અને ભણેલા પુત્રો સામાન્ય રીતે શહેર તરફ આકર્ષાય છે તેનાં અનેક કારણો છે તેમાંનું મુખ્ય કારણ તો એ છે કે તેઓનાં ગામડાંનાં ઘરો ગંદાં અને અસુઘડ હોય છે. ગામના લોકો મૂઢ દેખાય છે. તેઓની બ્હેનો તરફ અનાદરતા અને તિરસ્કાર દર્શાવવામાં આવે છે. ગૃહસુધારણાની કુંચી એ છે કે માતાને કેળવો અને તેને માન આપો, કારણ કે માતા એ ગૃહનું કેંદ્રસ્થાન છે અને તે માટે તેનું નામ ગૃહિણી છે. તે માતાને બાળપણથી તેના ભવિષ્યના જીવનને યોગ્ય કેળવણી અને તાલિમ આપવામાં આવે તો હિંદનું પ્રત્યેક ગૃહ સ્વર્ગસમાન બને. છોકરા કરતાં છોકરીને શાળામાં મોકલવી તે વધારે અગત્યનું છે સબબ કે બાળાને માતા બની સંસાર-ચક્ર ચલાવવું છે. બનતાં સુધી બાળાઓ પાસે છાણાં ન થપાવાય તો સારૂં, કારણ કે બાર માસમાં છાણાની કિંમત ૧૦ રૂપીઆ ઉપજે, પણ જો તે છાણનું ખાતર બનાવવામાં તેટલો સમય આપે તો તેની કિંમત રૂપીઆ ૫૦ ઉપજે. હિંદના ખેડુતો એ પૃથ્વી માતાના વહાલા પુત્રો છે અને જો માતા શુદ્ધ હોય તો પુત્રની ફરજ છે કે તેણે પણ શુદ્ધ અને નિર્વ્યસની થવું જોઇએ. જો આ વાત સાચી હોય તો તેણે બીડી, હોકો અને તેવું બીજું વ્યસન જાણી જોઇને કરવું નહિ જોઇએ. હોકામાં જેટલો સમય જાય તેટલો સમય ક્ષેત્ર કે ગૃહ-સુધારણામાં ગળાય તો તે કુટુંબને અતિશય લાભ થાય અને હોકાનો ખર્ચ બચે. વળી થોડા વર્ષમાં તો ચાએ આખા દેશમાં ઘર ઘાલ્યું છે અને આ ચા પીવાની ટેવમાંથી ખેડુતવર્ગ મુક્ત જણાતો નથી. હવે દરેક ઘરના ચાના ખર્ચની સરેરાશ કાઢીએ તો દર માસે રૂપીઆ પાંચ આવે છે અને તેનો કુલ સરવાળો સરકાર જે મીલીટરી ગંજાવર ખર્ચ કરે છે તેનાથી ચડી જાય છે. અફસોસ અફસોસ અફસોસ. નાણાના વ્યય ઉપરાંત શરીર બગડે છે તે તો જુદું, માટે આ જમાનામાં દરેક ખેડુતે આવા પ્રકારના નકામા અને વિલાસી મોજશોખ ઉપર યોગ્ય કાપ કે અંકુશ મુકવો જોઇએ. જો ટાઢા ઉના જાર બાજરાના રોટલા અને ભેંસના દહીંની જાડી છાશથી ખેડુતનું પેટ ભરાતું હોય તો પછી આવી નકામી અને ખરચાળ માથાકુટ શા માટે કરવી?

ગામડાના ખેડુતોનાં કેટલાંક છોકરાં કાણાં, આંધળાં અથવા નબળી આંખવાળાં જન્મે છે તેનું કારણ એ છે કે જન્મ સમયે તેની બરાબર દેખરેખ રાખવામાં આવતી નથી. બીજું કારણ એ છે કે ગામમાં ઠેકાણે ઠેકાણે ગંદકી અને કચરા પુંજના હિમાલય પર્વત જેવડા ઉકરડા ઘર કરીને બેઠેલા હોય છે. ગામડાંનાં

છોકરાંઓ ગામના ખુલ્લા ભાગમાં અને ગામ લોકો ગામની બહાર ઝાડે ફરવા બેસે છે તેની ગંદી આબોહવા પવનના જોરથી આખા ગામ અને ઘેરઘેર પ્રસરે છે. આ ગંદકી પોતાની પાંખોમાં લઇને હરામખોર માખીઓ બાળકોની આંખ ઉપર બેસે છે અને ગંદકીનું તીવ્ર ઝેર તેમાં ઉતારે છે. આ ઉપરાંત શીતળા માતા કેટલીક બાળ-આંખોને તદ્દન નાદુરસ્ત બનાવે છે.

**Cottage-gardens** ( ગૃહ-ઉદ્યાન )—જો કે ઉદ્યાન ઉપરથી લાગે છે તો નજીવી પણ તે ગ્રામ્ય-ઉન્નતિ માટે બહુ ઉપયોગી તત્વ છે. નાનીવાડીના અનેક લાભો છે. પહેલો લાભ તો એક તેમાંના પુષ્પોની સુગંધી ખેડુતના આખા ઘરમાં અને બહાર ફેલાય છે. બીજો લાભ એકે જો બાળકો પાસે પુષ્પ છોડો રોપાવવામાં આવે, તેમની પાસે છોડોને પાણી પીવરાવવામાં આવે અને તે છોડોની દીનપ્રતિદીન અભિવૃદ્ધિનો લિખિત નોંધ રખાવવામાં આવે તો તેમને કુદરતનું સચોટ જ્ઞાન થાય. વળી તેમને ખુલ્લી હવામાં શારીરિક કસરત પણ મળે. તેમનું મન પ્રસન્ન રહે. આ બધી વાત તો બાળકના શારીરિક, માનસિક વિકાસની થઇ પણ સૌથી મહાન્ અને શાશ્વત્ લાભ તો એ થાય છે કે સૌંદર્યના અદ્ભૂત અને અલૌકિક તત્વની બાળકના આત્મા ઉપર ઉંડી અસર થાય અને આ તત્વદ્વારા તેના સચ્ચારિત્ર્યનો સંગીન પાયો નંખાય.

જો હિંદના ખેડુતોને પોતાનું અને સ્વદેશનું મહત્ કલ્યાણ સાધવું હોય તો તેણે નીચે દર્શાવેલી ચાર વસ્તુઓના ઉપર પુરતું લક્ષ્ય આપવું.

(૧) ખાતરના ખાડા ખોદવા અને તેનો પાયખાનાં તરીકે ઉપયોગ કરવો.

(૨) છાણાં થાપવાનું બંધ કરવું અને બની શકે તો કોશને બદલે જળયંત્ર અને સાદાં પુરાતની હળને બદલે લોઢાનાં હળો વાપરવાં.

(૩) પોતાનાં ઘરોને હવા-પ્રકાશ માટે બારી બારણાં મુકવાં.

(૪) બાળાઓને પુરૂષ-બાળક સમાન ગણવી અને તેને શાળામાં મોકલવી. સમસ્ત સુધરેલા-વિશ્વમાં હિંદજનો એવા છે કે જે પોતાના સ્ત્રી વર્ગને ઉતરતી પંક્તિનો ગણે છે.

(૫) સ્ત્રી-વર્ગ કે બાળકોને અનાજ સાટે ખજુર, ટોપરાં વગેરે ખાવાની ચીજો ખરીદવાની છુટ ન આપવી. બનતા સુધી વધારાનો માલ હોય તો તેને સારી કિંમતે વેચી નાંખવો અને તેનું જે રોકડ ઉપજે તે વતી ઘર અને ખેતીના ઉપયોગની ચીજો ખરીદવી. અનાજ વડે જીવનની ચીજો ખરીદવાથી બે ગેરલાભ થાય. (૧) સ્વાર્થિ વેપારીઓ ઓછો તોલ આપે. (૨) અનાજની કિંમતની આંકણી બાળકો કે અભણ બાઇડીઓને આવડે નહિ એટલે વેપારી જરૂર અરધી કિંમતનો માલ આપે. પરસેવાના ટીપાંથી જે જે અનાજ પકવ્યું હોય તેને આવી રીતે વાપરવું તે મૂર્ખતા કહેવાય.

(૬) બાલવૃંદ અને સ્ત્રીવર્ગનાં શરીર અને વસ્ત્ર સ્વચ્છ રહે તેમ કરવું. ચાલુ જમાનામાં તો આખા દેશમાં વસ્ત્રાભૂષણને દેશવટો આપવામાં આવ્યો છે. વીશ પચીસ વર્ષ પહેલાં કાઠિયાવાડની સ્ત્રીઓ જે રૂપાનાં સોભાર કે તેથી વધારે વજનનાં કડલારૂપી શૃંખલા પહેરતી અને આનંદભેર મ્હાલતી તેને બદલે સાંપ્રત સમયની બાળાઓ અને યુવતીઓ-ધનાઢ્ય અને નિર્ધન ઉભય-સાદી અને શ્વેત રંગની ખાદીની સાડીઓ અને દશ પંદર ભારના છડા માત્ર પહેરે છે. વિલાસી પારસી અને ખોજા બાનુઓ પણ હવે અમૂલ્ય અને ચટકીદાર રેશમની સાડીઓ શનૈઃ શનૈઃ તજવા લાગી છે. આ દેશના નાનાં ગામડાંઓને સાફ કરવાની કાંઈ પણ વ્યવસ્થા નથી જણાતી તે માટે ગામલોકોએ એકઠા મળીને પોતાનું ગામ સાફ કરવું અને કચરો પુંજો ખાતરના ખાડામાં નાખવો. આ કામ મજુર માર્ફત કરાવવું નહીં. આવી રીતે સ્વાશ્રયથી સાફ થયેલું એક ગામડું અન્ય ગામોના ખેડુતો નજરે જુએ એટલે તેના મનમાં આ ગામના રહીશો પ્રત્યે સન્માનની લાગણી ઉત્પન્ન થાય અને પોતે પણ પોતાના ગામમાં આ પદ્ધતિનું અનુકરણ કરે. ખરાબ રોગોનેજ ચેપ હોય છે તેમ ન સમજવું. શુભકર અને હિતકર વિચાર અને વસ્તુઓ શુભ ચેપવાળી હોય છે. આર્યસનાતન-

ધર્મ અને બીજા ધર્મની અનેક શાખાઓનું બંધારણ મનુષ્યમોક્ષ અને જગતકલ્યાણ સાથે સામાજિક સુધારણા માટે ઇશ્વર પ્રણિત મનાય છે. માટે ગ્રામ્ય-પુનર્ઘટનામાં ધર્મતત્વને બાદ કરવું નહિ. સામાજીક સુધારણાના ધર્મ મિશ્રિત સામાજીક ધ્યેયનું દષ્ટાંત નીચે પ્રમાણે છે:—

**દષ્ટાંત**—ગ્રહણ સમયે મનુષ્યશરીર, અને મન ધર્મની દષ્ટિથી દુષિત બને છે એવી જે ધર્મ ભાવના છે તેનું મૂળકારણ તપાસીએ તો આપણને જણાશે કે તેવી આધ્યાત્મિક ભાવનાદ્વારા સઘળાં આર્યગ્રહો અંદર અને બહારથી સાફ થાય એ છે. પણ આ ધર્મ તત્વ સાથે શારીરક અને બાહ્ય સ્વચ્છતા-તત્વનો સંયોગ શાસ્ત્રે યોજેલો છે. એટલે સ્વચ્છતા માટે ધર્મપ્રતિબંધ છે એવી તકલાદી અને મિથ્યા દલીલને બીલકુલ અવકાશ રહેતો નથી.

**આભૂષણ અને સ્ત્રીઓના હકો:**—આગળ અમે આભૂષણના સંબંધમાં કેટલુંક વિવેચન કીધું. તે ઉપરાંત એમ કહેવાનું કે સ્ત્રીધનયોજનાનું ઉપાદાન કે મુખ્ય કારણ તપાસવાથી આપણને એમ માલુમ પડશે કે તેની ઉત્પત્તિ સ્ત્રીવર્ગની અધમ અને ઉતરતી સામાજિક સ્થીતિને આભારી છે. ઇગ્લાંડ અને યુરોપ અમેરિકાના અન્ય દેશોમાં જેમ સ્ત્રી પુરૂષના કાયદેસર હકો એક સમાન હોય છે અને પતિનું દ્રવ્ય તે સ્ત્રીનું ગણાય છે. તેવો પ્રબંધ આ દેશની હિંદુ સમાજમાં ન હોવાથી આહીંઆ કન્યાના માબાપોને પોતાની પુત્રીના ભાવિ-જીવનની યોગ્ય વ્યવસ્થા તેના લગ્ન પ્રસંગે કરવી પડે છે અને હિંદુ-લો આ પ્રબંધને સર્વાંશે સ્વીકારે છે. જો આ દેશમાં સ્ત્રીઓને પુરૂષના હકો જેવા સમાન હક પ્રાપ્ત થાય તો પછી હિંદના ખેડુતોનો દ્રવ્યપ્રવાહ બેંકોં તરફ સ્વભાભાવિક રીતે વળશે. નવાણુંના ધક્કાની કહેવત માફક જો કદાપિ ખેડુત સ્ત્રી વ્યાજનો સ્વાદ એક ફેરી ચાખે તો ફરીથી ઘરેણાં ઘડાવવા અને સાડીઓ ખરીદવાની વાત કદી પણ તે કરશે નહિ.

**આલસ્ય:**—આલસ એ મનુષ્યમાં મોટામાં મોટો અને નાશકારક દુર્ગુણ છે. ખડના તણખલાથી માંડીને સૂર્યરૂપી મહાન્ ગ્રહની પરમાત્માએ ઉત્પતિ કીધી છે તે બધા પદાર્થો ઉત્તમ અને ઉમદા છે. કૃષિકાર્ય પણ આ સિદ્ધાંતાનુસાર ઉત્કૃષ્ટ ગણાય. આવું ઉત્તમ કામ કરવામાં વળી શરમ શાની? શિયાળા ચોમાસાના લગભગ ૭ માસ તો હિંદનો ખેડુત ઉપયોગશીલ બને છે પણ જેવો મોલ ઘરમાં દાખલ થયો કે મારો વ્હાલો ભારે આળસુ અને તંદ્રિલ બને છે. ૭ માસ ખૂબ કામ અને ૭ માસ કાંઇ કામ નહિ. આ (Phenominion) દશ્ય આર્યાવર્ત્તના ખેડુતની વિચિત્રતા છે. આજકારણથી હિંદના પ્રત્યેક ગામડામાં ધૂળ, કચરો અને ગંદકીના ઢગેઢગ પડેલા માલુમ પડે છે. આજ કારણથી ખેડુતોનાં બૈરાં છોકરાં ખૂબ ગંદાં માલુમ પડે છે અને આજ દુર્ગુણના પરિણામમાં દરેક ગામડામાં ભાદ્ર, આશ્વિન માસમાં ખેડુતના ઘરે ઘરે મંદવાડના ખાટલા જોવામાં આવે છે. પ્રતિવર્ષ ખેતરમાં ઉત્તમ ખાતર નાંખી તેને બરાબર ખેડી જો તેને વધારે ફળદ્રુપ બનાવવામાં આવે તો તેને એક લાભ એ થાય કે તે ખેતરમાં બારે માસ સુધી વારા ફરતી કુવાની મદદથી હલકા ભારે મોલો ઉપજાવી શકાય અને કુવો-જળયંત્ર, ખેડુત, તેનું કુટુંબ અને તેના બળદ અને સાથીઓ સદાકાળ ઉદ્યોગી રહે. એકજ ખેતરમાં અને એકજ વર્ષમાં ફળદ્રુપ ખેતરમાં કેટલા મોલો ઉતારી શકાય એનો નિર્ણય કરવાનું કામ તો કૃષિજ્ઞાનશાસ્ત્રીનું ગણાય પણ સાદી અને ઉંચી સમજ અને લેખકના કૃષિ વિદ્યાજ્ઞાન સંપાદન ક્રિયા માટે બહોળા વાંચન અને વ્યવહારિક અનુભવ પરથી લેખકની એવી ખાત્રી થઇ છે કે અમુક ખેતરમાં એક કરતાં વધારે પાકો ઉતારી શકાય. આ વાતને અમેરિકા, ડેનમાર્ક અને જર્મની આદિ પાશ્ચિમાત્ય દેશો કે જે કૃષિ-વિદ્યામાં અત્યારે અગ્રસ્થાન ભોગવે છે તેનાં ખેતરો આબેહુબ સાક્ષી પુરે છે. બાપના કુવામાં બુડી મરવાની પદ્ધતિથી કાંઇ પણ સંગીન અને હિતકર જ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી. જો ખેડુતો પોતાનાં જળયંત્ર અને કુવાનો સદાકાળ ઉપયોગ કરતાં શીખે તો સહરા જેવા ઉજડ, વેરાન અને રેતીવાળા પ્રદેશને પણ સુંદર વાડીના રૂપમાં ફેરવી શકે. ઉદ્યોગપરાયણતાના પ્રબળ પ્રભાવે કરી નેપોલિયન ન ચડી શકાય તેવા ઉંચા અને વિકટ પર્વતને આખા લશ્કર અને તેના વજનમાં ભારે તોપખાના સાથે ઓળંગો હતો. આ પ્રમાણે કરવાથી ખેડુત મોટામાં મોટો દ્રવ્ય-લાભ મેળવી શકશે અને વળી પોતાની ખેતી માટે સાથીની સહાયની

પણ તેને જલ્દી પકડશે નહિ અને છેવટમાં પોતે અને બાળબચ્ચાં ઉદ્યોગી, તંદુરસ્ત અને સુખી જીવન ગાળશે.

પ્રશ્ન:—આ સ્થળે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ખેડુતને વૃદ્ધાવસ્થા વહેલી કેમ આવે છે? તેનાં ઘણાં કારણો છે તેમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છે:—

(૧) ચિંતા—જે પ્રજાસમૂહને આકાશવૃત્તિ ઉપર જીવવાનું હોય તેનાં અંતઃકરણમાં ચિંતારૂપીકીડો તેના હૃદય-કમળને સદાકાળ ડંખે છે. ચિંતા ચિતા સમાન. એ આર્યશાસ્ત્રસૂત્ર આ સ્થળે પ્રાસંગિક છે. આ સમયમાં દરેક ખેડુતના શિર પર ઘણી ચિંતાઓ ડેમૉકલીસની તલવારની માફક ટીંગાએલી રહે છે. વળી ચિંતા ઉપરાંત તેને ઘણા પ્રકારના ભયમાંથી પસાર થવું પડે છે. હાય ! મારાં છોકરાં ભુખે મરશે તો હું શું કરીશ એવી એવી બ્હીક ખેડુતના મનમાં રહ્યાં કરે છે. તે ઉપરાંત તેને સીવીલ સ્યુટ, વ્યાધિ, શાહુકાર, અને સરકારી અમલદારોનો ભય રહે છે. દરેક શહેરીજન અને સામાજિક નેતાની એ ફરજ છે કે તેણે ગામડામાં ફરી, ભાષણો આપી, ખેડુતનાં મનની ચિંતા અને ભયરૂપી હાનિકારક તત્વોને દૂર કરવાં અને ખેડુતના મનમાં આત્મ-વિશ્વાસ અને નિડરતા ઉત્પન્ન કરવાં જોઇએ. હમણાં હમણાં લેખક જેવા ગ્રામ્યપુનર્ઘટનાનું ગામડામાં જાતે જઇ કામ કરનારા ગ્રહસ્થોને એમ જણાય છે કે ખેડુતોના દીલમાંથી ભય તો કેટલેક અંશે દૂર થયેલો માલુમ પડે છે. બાકી ચિંતા તો પ્રભુ વિના કોણ દૂર કરી શકે ?

હોલીડે કે તહેવાર—આ દેશના ગામડામાં જો કે સરકારી ઓફીસોની માફક રવીવારનો દીવસ હોલીડે તરીકે પળાતો નથી, તો પણ ખેડુતો સામાન્ય રીતે અગીઆરસ, અમાસ વગેરે દિવસો તહેવાર તરીકે પાળે છે ખરા. આ ઉપરાંત દિવાળી, જન્માષ્ટમી, ભીમઅગીઆરસના દિવસોએ ખેડુતો ખેતીનું કામકાજ કરતા નથી. આ તહેવારોમાં કોઇ કોઇ ઉદ્યોગી ખેડુતો દોરડાં ભાંગવાનું વગેરે ઘર ઉપયોગી કામ કરે છે ખરા પરંતુ ખેડુતવર્ગ સામટી રીતે લેતાં તે દીવસોમાં અનોદ્યોગી રહે છે. આ પવિત્ર દિવસોમાં બધા ખેડુતો મળીને આખા ગામને ઉપયોગી ગામ બહારના રસ્તા સુધારવાનું, જળાશયો સ્વચ્છ કરવાનું, ગામની ગંદકી કાઢવાનું વગેરે કામ ઉપાડી લે તો આખા ગામને ભારે લાભ થાય. આ ઉપરાંત તે દીવસોએ કોઇ ઠાકોરજીના મંદિરમાં કે શિવાલયમાં ભજનમંડળ, ભગવતકથા વગેરે ધાર્મિક બાબતોનો પ્રબંધ થાય તો તેમને આનંદ થાય અને તેમની બુદ્ધિ શુદ્ધ બને. અઠવાડીએ કે પખવાડીએ ખેડુતો તહેવાર પાળે તો તેમને તેમનાં બૈરાં છોકરાંને અને તેના બળદો વગેરેને આરામ મળે. આવી રાહત તેમને બીજા પંદર દિવસ બેવડા બળથી ખેતીનું કામ કરવાને સામર્થ્ય-વાન્ બનાવશે. આ ઉપરાંત આવા પ્રકારના આનંદમય આરામદ્વારા ખેડુતો અને બળદો વગેરે લાંબું આયુષ્ય ભોગવશે અને તંદુરસ્ત અને મજબુત બનશે. તહેવારો એ વાસ્તવિક રીતે જોતાં ગામડાને સુધારવાના પાયારૂપ છે. તેથી ગામડામાં સ્વચ્છતા દાખલ થાય છે. રમત ગમતને માટે અવકાશ મળે છે અને આવી રીતે ખેડુ-તનાં શરીર-મનનો વિકાસ થાય છે.

સાથીઓ—ખેતીનું કામ એટલું વિશાળ અને કક્ષાવાળું અને ધુંચવટીયું છે કે તે કદી માત્ર બે હાથ વડે થઇ શકતું નથી. તેમાં એક કરતાં વધારે માણસોની જરૂર પડે છે. જે કુટુંબમાં બે ત્રણ જોદ્ધા જેવા ભાઇઓ અને એક વૃદ્ધ પણ મજબૂત અને અનુભવી પિતા હોય અને તે ઉપરાંત બે ત્રણ યુવાન અને તંદુરસ્ત વહુઓ હોય તેને પોતાના ખેતીના કામમાં બહારની મદદની જરૂર રહેશે નહિ, પણ જે ખેડુતને પોતાના અંગત માણસની ખોટ હોય તેને એક બે સાથીઓ રાખવાની ફરજ પડે છે. ખરૂં કામ કરવા માટે સ્વાશ્રયરૂપી સંગીન સાધન જેવું અન્ય શ્રેયસ્કર સાધન નથી. કાઠીઆવાડના ગરાસીઆ જાગીરદારોની સ્થિતિ અત્યારે બહુ કંગાલ છે તેનાં કારણો એ છે કે તેઓ હંમેશાં નોકર ચાકરથી ખેતી વગેરેનું કામ કરાવે છે અને પોતે આખો દિવસ હુક્કા ગગડાવતા અને અફીણ ઘુંટતા માત્ર આળસમાં ગાળે છે. વળી તેઓ કમાણીના પ્રમાણમાં પોતાનો ખર્ચ વધારે રાખે છે. પોતે અફીણી અને અજ્ઞાન એટલે મેતા, કારભારી જે ઉત્પન્ન આવે તેનો મોટો ભાગ પચાવી પડે છે. પોતાનું ગામ સાફ કરવાનું કામ આવા જાગીરદારોને હીણું લાગે છે. તેઓ પોતે નોકર ચાકર પર દેખરેખ રાખે તો પણ ઘણો લાભ થાય.

**કુતરા**—આપણા દેશના ખેડુતો સાધારણ રીતે કુતરા પાળતા નથી. આમ કરવામાં ધર્મનો બાધ પણ ગણાતો હશે. કુતરો અને ઘોડો બધાં પ્રાણિમાં માત્ર માણસ કરતાં બુદ્ધિમાં ઉતરે છે. અશ્વ એ દેવાંશી સુકોમળ પ્રાણિ છે. તે પોતાના ધણી માટે ગમે તેવો ભોગ આપે છે. કુતરો એ હુશિયાર અને વફાદાર પ્રાણિ છે. તેટલા માટે જો કદાપિ હિંદી ખેડુતો ઘર આગળ કુતરો પાળવામાં ધર્મનો બાધ ગણતા હોય તો પણ તે ખેતરના રક્ષણ માટે કુતરો પાળે તો તેના અને તેના સાથીઓના ઘણા ઉજાગરા બંધ થાય. બરાબર કટાકટીના વખતે કુતરો એ માણસરૂપી શેઠનો વફાદાર મિત્ર પુરવાર થાય છે પણ તેને વફાદાર બનાવવા માટે પ્રથમ કુતરાની બહુ સારી સંભાવના કરવાની જરૂર છે. આ દેશના ગામડાંના ખેડુતો સ્વભાવે દયાળુ એટલે તેના ગામમાં સામાન્ય રીતે અનેક રખડતા અને ન ધણીઆતા કુતરા જમા થાય છે. આથી લાભ કરતાં વધારે ગેરલાભ જણાય છે. આવા કુતરાઓ આખી રાત ભસ્યાં કરે છે અને વખતે વખતે કોઇ માણસ મરણ શય્યા પર પડયું હોય તે તક સાધીને ખુબ રડે છે પણ ખરા. આનું પરિણામ એ આવે છે કે ગામ લોકોની ભર નિંદ્રામાં ભંગ થાય છે. પણ તે તેમને ભંગરૂપ લાગતી નથી, કારણ કે તેઓ બાળપણથી આવી રાડોને ટેવાયલા હોય છે. ગામના લોકોને આ વાત દુઃખ કે અગવડરૂપ લાગતી નહિ હોય પણ કુતરા હરકતકર્તા છે એ વાતનો સ્વીકાર તો થવો જોઇએ. આ દુઃખમાંથી મુક્ત થવાના બે રસ્તા. (૧) તેનો ગોળમિશ્રિત ઝેરની ગોળીથી નાશ કરવો, (૨) અથવા તે બધા અથવા ઘણા કુતરાને મહાજનના કુતરાના ગાડાંમાં ભરી પાંજરાપોળમાં મોકલી આપવા. આ કાંઇ ધર્મ વિરૂદ્ધ કાર્ય કહેવાય નહિ અને આખા ગામની હરકત દૂર થાય. કેટલાક આવા કુતરા હડકાયા થાય છે અને માણસના જાન લે છે; તો માણસના જાન કરતાં કુતરા વહાલા ? પચીસેક વર્ષ પહેલાં સાહેબ લોકો ગામડામાં કુતરાને બંદુકથી વીંધતા. એ જમાનો હવે ગયો લાગે છે.

**ગ્રામ્ય-ઉદ્યાન**—હિંદનાં ગામડાંમાં સ્વચ્છ અને હવાશીર એક પણ સ્થળ હોતું નથી કે જ્યાં માતાઓ પોતાનાં ભારે દૈનિક કાર્યમાંથી મુક્ત થઇ પોતાનાં નાનાં બાળકોને લઇ જાય અને ત્યાં તેઓ આનંદમાં રમે અને માતાઓ ત્યાં બેઠી બેઠી અને છોકરાંઓની ખબર રાખતી શીવણ-ગુંથણ કામ કરે. જો કે ખેડુત સ્ત્રીઓ અભણ હોય છે છતાં એવી બુદ્ધિશાળી તો હોય છે કે તેમને શીવણ-ગુંથણનું કામ સહેલાઈથી આવડે છે; તેટલા માટે દરેક ગ્રામ્ય પંચાયત પોતાના ગામમાં એક નાનકડી પણ સુશોભિત ઉદ્યાન બનાવે તો ગામને લાભ થાય. ખેડુતો અને તેનાં બાળકો જો જાતે તે ઉદ્યાનમાં કામ કરે તો વગર ખર્ચે આ કામ થાય. જમીનને જેવાં પુષ્પછોડ, વેલીઓ ભાવે તેવાં રોપાય. તેનાં આસપાસ ઝાડી ઝાંખરાની વાડ કરવી અને એક ઝાંપો રાખવો; રાત્રે તે બંધ થાય એટલે ભુંડ, શિયાળ, લોંકડી વગેરે પ્રાણિઓ તેમાં આવી શકે નહિ. આવી ગોઠવણથી સ્ત્રી બાળક સૌને સાંજની શિતળ હવા અને સુગંધનો લાભ મળે. બીજો લાભ એ કે ગામનાં બૈરાં એક બીજાંને મળવાનો પ્રસંગ મળે. અસલના વખતમાં જે જે વેવિશાળ કે વિવાહ ( લગ્ન પહેલાંની ક્રિયા ) થતાં તે બધા નાતવરાના મોટા નાના નાત મેળાવડામાં કે લગ્ન વખતે થતાં. હવે આ બધું સમયના યોગે બંધ થયું છે.

**ચરાણ**—હવે આ દેશમાં મોંઘવારી એવી વધી છે કે સરકાર કે રાજ્ય ચરાણની જગા ખેડુતોને વિઘોટીના ઓછા દરે આપવાને લલચાય છે તે સ્વાભાવિક છે. આવી રાજ્યનીતિ ધર્મ અને કાયદા વિરૂદ્ધ ગણાય. પણ આવે પ્રસંગે લોકોએ શું કરવું તેના પાઠ આધુનિક રાજકિય રંગભૂમિપર ક્યારનાએ ભજવાઈ ચુક્યા છે એટલે તે વાતનું પિષ્ટપેષણ અસ્થાને ગણાય. અમારી નમ્ર સલાહ એ છે કે જે કરવું તે રાજ્ય-બંધારણની દૃષ્ટિએ કરવું કે જેથી કદાપિ પ્રજાકિય વિજય થાય તોપણ રાજા-પ્રજા વચ્ચે કડવાશની લાગણી ઉદ્ભવિત થાય નહિ.

આવું ગ્રામ્ય ચરાણ જો પુરતું અને વિશાળ હોય તો તેના ત્રણ વિભાગ પાડવા. એક છોકરાઓ, છોકરીઓને રમત ગમત માટે કસરત શાળાર્થે, બીજો ગ્રામ્ય ઉદ્યાન માટે અને ત્રીજો ઢોરને ચરવા માટે.

આ જગતમાં બે ચીજો સુંદરમાં સુંદર ગણાય છે–(૧) બાલવૃંદ, (૨) પુષ્પો. આ ઉભયનો વિકાસ ઘર આંગણે થઇ શકે છે અને તેમાં સ્ત્રીતત્વની સહાયની બહુ જરૂર છે. સ્ત્રી વૃંદને સામાન્ય રીતે સ્વતંત્ર બનાવો અને તેના પહોળા ખભા ઉપર ઓછું કામ નાખો એટલે બહાદુર અને ઉમંગી ખેડુત સ્ત્રીઓ સીસોદીઆ રાણાની માફક કટિબદ્ધ થઇને આ શુભકર કાર્યમાં ઝઝુમશે.

ગ્રામ્ય સુધારણા જો સંપૂર્ણાંશે સંપાદન કરવી હોય તો નીચેની ચાર બાબતોનું ગ્રામ્યજનને શિક્ષણ આપવું. (૧) મહેનત કરવી એ સારી વસ્તુ છે એવી ભાવના, (૨) સ્ત્રી પ્રત્યે આદરતા. (૩) સ્વચ્છતાના લાભ, (૪) ઉત્કૃષ્ટ–સેવા–ધર્મ–ભાવના. આવું શિક્ષણક્રમ કેળવણી ખાતું ગ્રામ્ય શાળાના અભ્યાસક્રમમાં દાખલ કરે તો આખા પ્રાંત કે દેશને અનુપમ લાભ થાય.

# પ્રકરણ ૩ જું.

## પ્રાંત–વિકાસ.

ગામડું એ પ્રાંતનો યુનીટ છે. જો ગામડામાં સુધારણા થાય તો આખો પ્રાંત સુધરે અને સર્વ રીતે આબાદ બને. જ્યારે પ્રાંત આબાદ થાય ત્યારે તેની દોલત અને વૈભવ વધે, કેળવણીનાં સાધનો વધે, દુષ્કાળ અને અનિયમિત વરસાદના વર્ષનો ભય મટે, ખેડુતને પેટ ભરીને વસ્ત્ર, ધાન મળે અને સમસ્ત ખેડુત પ્રજા સુખ અને તંદુરસ્તીમાં પોતાનો સમય વ્યતિત કરે; પણ જ્યાં સુધી પ્રાંતના લોકોના ખરાબ રીતરિવાજ અને હાનિકારક ટેવોમાં પરિવર્તન ( Revolution ) ન થાય, ત્યાં સુધી પ્રાંતની દોલતમાં અભિવૃદ્ધિ થાય નહિ. એટલે પ્રથમ તો પ્રચારકાર્ય દ્વારા પૂર્વોક્ત વસ્તુઓનો ધ્વંસ સાધ્ય કરવો જોઇએ. દ્રષ્ટાંત–ધારો કે પંજાબમાં આવેલા ગંરગાવ જેવો કોઈ હિંદનો કૃષિય ( Agricultural ) પ્રાંત દૈવવશાત્ અથવા ખેડુતોના આત્મ પ્રયાસથી ધનાઢ્ય બન્યો પણ જ્યાં સુધી તે પ્રાંતના ખેડુતોના મનમાં આભૂષણ ઘડાવવાનો, લગ્ન–મરણ ક્રિયામાં લખલૂટ ખર્ચ કરવાનો અથવા કોર્ટના દાવાનો અયોગ્ય રિવાજ ઘર ઘાલી બેઠા હોય, ત્યાં સુધી આ દોલતથી તે પ્રાંતને ભવિષ્યમાં જેવો જોઇએ તેવો લાભ થાય નહિ; એટલે ઉપરની હકીકત પરથી સમજાશે કે જો ગ્રામ્ય–પુનર્ઘટના સંપૂર્ણ અને સંગીન રીતે સંપ્રાપ્ત કરવી હોય તો ગ્રામ્યજનનાં કુટુંબો તંદુરસ્ત અને આરામશીળ કેવી રીતે બને તે સંબંધનું, મંદવાડ અને રોગો સામે કેવી રીતે પ્રતિરોધ થાય તેનું, પોતાના બાલ–વૃંદનો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કે ધાર્મિક વિકાસ કેવી રીતે સંપ્રાપ્ત થાય તેનું, તેઓને સંગીન અને વ્યવહારૂ ગ્રામ્ય–વિષયક કેળવણી પ્રાપ્ત કેમ થાય તેનું અને તંદુરસ્ત, સુખી અને યોગ્ય અને સમયાનુકુળ જીવન કેમ ગળાય તે બાબતનું શિક્ષણ ખેડુતોને આપવું જોઇએ. આ શિક્ષણ સાથે ખેતીવાડીમાં સારો લાભ થાય એવા નાના નાના સુધારાની યોજનાનું સંમિશ્રણ કરવું.

હવે આપણે પ્રાંત–વિકાસ સંપાદન કરવા માટે યોગ્ય કે પાત્ર વિવિધ વિધિ–સમૂહનું સૂક્ષ્મ રીતે નિરૂપણ કરીએ. તે નીચે પ્રમાણે છે.

(૧) બંધ–રચના, (૨) જંગલ વસાવવું, (૩) જો શક્ય હોય તો ઈરીગેશન કેનાલપ્રબંધ, (૪) ઇરીગેશન દ્વારા ફળદ્રુપ થયેલી જમીનમાં વધારો, (૫) ડ્રાઇ–ફાર્મીંગની સુવ્યવસ્થા, (૬) ખેતીવાડીના પ્રચલિત રીતમાં સુધારો વધારો, (૭) અશ્વ અને ઢોરોનો વિકાસ, (૮) ચરાણ વિકાસ, (૯) ધોરી રસ્તા અને રેલ્વે સડકની ગોઠવણ, (૧૦) પરસ્પર સહાયક ( Co-operative Credit ) અને અન્ય પ્રકારનાં સહાયક મંડળો, (૧૧) કોન્ઝરવન્સી અને સેનીટેશન સંસ્થા–સ્થાપના, (૧૨) પ્રચારકાર્ય, (૧૩) સંયુક્તપ્રયાસ, (૧૪) સ્વાશ્રય, (૧૫) સરકારની કે રાજની સહાય અને સહાનુભૂતિ.

(૧) **બંધ**—ગુજરાત અને ખાસ કરીને કાઠિયાવાડનો ઘણો પ્રદેશ સાધારણ રીતે પહાડી અને નદી નાળાંથી ભરપુર છે પણ ઘણી ખરી નદીઓમાં બાર માસ પાણી રહેતું નથી. આવા નિર્જળ અને ટેકરીવાળા પ્રદેશમાં ટેકરીઓ વચ્ચેના નાના મોટા ભાગોના બંધ બાંધવામાં આવે અને પરિમિત થયેલી જમીનનું તળીયું (Catchment-Area) જળસંચયને સદા કાળ ઝીલી રાખે તેવું હોય તો ત્યાં આગળ ચોમાસાના પાણીનો જમાવ થાય અને તે બાર માસ ચાલે તો તે પ્રદેશોને મોટો લાભ થાય.

**દૃષ્ટાંત**—થોડાંવર્ષ ઉપર ભાવનગર તાબેના અને ચારે બાજુ પર્વત-ટેકરીઓથી ઘેરાયલા સીહોર નામના ગામને પડતી પાણીની અછત દૂર કરવાને ત્યાંની એડમીનીસ્ટ્રેટીવ કાઉન્સીલના પ્રેસીડેન્ટ સર પટ્ટણીએ આવા પ્રકારના બંધ રચનાની ઉદાર અને ખરચાળુ યોજના ઘડી કાઢી હતી પણ તેનો અમલ કોણ કરે ! દેશી રાજ્યોની આવી મનોદશા છે. ભાવનગર રાજ્યમાં રામધરી જળાશય સ્ટેટના ખર્ચે બાંધવામાં આવ્યું છે. તે આસપાસના ખેતરોને પાણી પુરૂં પાડે છે, એટલે આવાં જળાશયો બે પ્રકારનાં કામ આપે. એકતો પાસેના શહેર કે ગામડાંને બારે માસ પાણી પુરૂં પાડે અને બીજો લાભ એકે જો તે જળાશયમાં જરૂરીયાત કરતાં વધારે જળ હોય તો તેનો ઉપયોગ ઇરીગેશનના કામમાં થાય. જો કદાપિ સરકાર કે રાજ્ય આ લોકોપયોગી અને પરમાર્થના કામમાં સહાય કરવાની ઉપેક્ષા કરે તો તેનો બીજો એક રસ્તો છે તે એ કે નાના બંધો ગ્રામ્ય-સહાયક મંડળ સ્થાપી તે દ્વારા બાંધી શકાય. તેના બાંધકામ ઉપર ઇજનેરખાતા અને ઇરીગેશન ખાતાની દેખરેખ રહે. આવાં કામમાં સરકાર કે રાજ્ય બે રીતે મદદ આપી શકે. એક તો એ કે તેના કુલ ખર્ચના અમુક ટકા ગ્રાંટ આપે અને બીજી મદદ એકે તગાવીનો દર અમુક વર્ષ સુધી ઓછો કરે. મોટા અને ખરચાળ બંધો તો સરકાર કે રાજ્યને બાંધવા જોઈએ. આવી બાબતમાં હિંદના સાતસો નાનાં મોટાં રાજ્યોમાં અત્યારે મ્હૈસુર-રાજ્ય અગ્રસ્થાન ભોગવે છે. વડોદરા-રાજ્ય-મહારાજાધિરાજ સર શિયાજીરાવના રાજ્યારોહણપ્રારંભમાં કૃષિય બાબતમાં ભારે રસ લેતું પણ વિવિધ કારણોવશાત્ તે ત્યારપછી જરા પછાત પડી ગયું હતું. ગત વર્ષથી તે રાજ્યે ગ્રામ્ય-પુનર્ઘટનાની એક ગંજાવર અને ભારે ખરચાળ યોજના ઘડીને અમલમાં પણ મુકી દીધી છે અને તે રાજ્યના દિવાન-દિ. બા. કૃષ્ણાચાર્યની સ્વાધિનતામાં મુકી છે. આ યોજનાનાં કેવાં ફળ આવે છે તે ભવિષ્યકાળ બતાવશે.

આવી બંધ બાંધવાની યોજનાને સંપૂર્ણ રીતે સફળીભૂત કરવા માટે સરકાર કે રાજ્યના ઇરીગેશન ખાતાદ્વારા પ્રથમ બંધ-રચના-વિકાસનો સંપૂર્ણ પ્રોગ્રામ રચાવો જોઇએ. પછી ઇરીગેશન જ્ઞાન-નિષ્ણાત અનુભવીની તીક્ષ્ણ કસોટીમાંથી તે પસાર થવો જોઇએ. આટલું થાય એટલે જે પ્રમાણે સ્ટેટનાં નાણાંની સવડ થાય તે પ્રમાણમાં એક પછી એક બંધ-યોજના હાથમાં લેવાય અને તે પુરી થાય ત્યારે બીજી ઉપાડાય. આ સંબંધમાં એક વાત સ્મરણમાં રાખવાની જરૂર છે કે ગમે તે ભોગે કે ગમે તે સ્થીતિમાં બે યોજનાની વચમાં કોઇપણ પ્રકારનો ઝોળો કે અંતરાય ન આવવો જોઇએ. અવિરતરીતે અને જોસબંધ આ સમગ્ર યોજના પૈકી પ્રથક્ પ્રથક્નું કામ શરૂ થાય અને તે પુરી થાય ત્યારે બીજીનું બાંધકામ શરૂ થાય તોજ ખેડુત વર્ગને લાભ થાય. સમસ્ત દેશ કે પ્રાંતોમાં અખૂટ જળ-સંચય કરવો હોય તો જેટલાં નાનાં મોટાં નાળાં, નદીઓ વગેરે જળાશયો હોય તેને ઇરીગેશનની દૃષ્ટિથી તપાસી તેને બંધ બાંધવા જોઇએ. કેટલેક સ્થળે નાનાં મોટાં બંધોની-શ્રેણી બાંધીને પુષ્કળ પાણીનો અખૂટ જમાવ કરી શકાય. દૃષ્ટાંત-મેસર્સ તાતા અને સન્સે આવી એક ગંજાવર યોજના કરી છે અને તેમાંથી વિદ્યુત-પ્રવાહ ઉત્પન્ન થાય છે. સરકારે થોડા સમય થયાં આ દેશની ખેતીવાડીનો યોગ્ય વિકાસ કરવા માટે Indian Agricultural Research-Institute-હિંદ-કૃષિય-શોધખોળ ખાતાની સ્થાપના કરેલી છે. તે સંસ્થા અને તેની કમીટી અને સબ કમીટીઓએ અત્યારે, દેશી ખાંડ-ઉદ્યોગ-વિકાસ અને તીડ-ઉપદ્રવ-નાશ વગેરેની યોજના હાથ ધરી છે પણ જળ-સંચયની યોજના પર તે સંસ્થાના પ્રેસીડેન્ટ સર વિશ્વેશ્વાચાર્ય અને તેના સહાયકોનું લક્ષ્ય હજુ સુધી ખેંચાયું નથી. કોઇ કૃષિય ઉમંગી સહાયક મંડળ આ સંબંધમાં ઉહાપોહ કરે તો અવશ્ય આખા દેશને લાભ થાય. પ્રાંતિક સરકાર આ વિષય ઉપાડે તે કરતાં સર વિશ્વેશ્વાચાર્ય આ પ્રશ્ન હાથમાં લે અને તેનો નિર્ણય કરે તો

આખા દેશની ખેતીવાડીને લાભ થાય. અત્યારે એવી સ્થીતિ છે કે વરસાદનું પાણી નીચાણુ પ્રદેશમાં વહે છે, ખેતરની આરપાર જોસબંધ ઉતરે છે અને તેમાં રેતી પાથરે છે અને ખેતરમાં મોટા ચીરાડા પાડે છે. આ સંકટથી ખેડુતોને મોટું નુકસાન થાય છે, પણ જો આ બધા આસપાસની ટેકરા ટેકરી અને ઉચ્ચ પ્રદેશમાંથી ઉતરી આવતા જળનો એક ઉંડા અને વિશાળ સ્થળમાં સંચય થાય તો તેથી બે લાભ થાય. એક લાભ તો એકે આ જળ-સંચય સેંકડો કે હજારો એકર જમીનને ફળદ્રુપ બનાવે અને ખેડુતનાં ખેતરોને ઉપર વર્ણવેલું નુકસાન થતું અટકે.

જંગલ-ઘટના--બંધરચના સાથે જંગલઘટનાની યોજનાનો અમલ થવો જોઇએ. હિંદના કેટલાક પ્રદેશોમાં અમુક કારણ-સમૂહ-સંયોગ વશાત્ કેટલીક નાની મોટી ટેકરીઓનાં જંગલનો નાશ થવાથી તે ટેકરીઓ પર જે ફળદ્રુપ જમીન હોય તેનો પણ ધ્વંસ થતો જાય છે અને જો સરકાર કે રાજ્ય આ પ્રશ્ન સંબંધમાં વધારે વખત દુર્લક્ષ્ય બતાવે તો આ ટેકરીઓ બોડેલાં માથાં જેવી થઈ જાય અને તેની અંદરના ખડકો બહાર નીકળે. આમ થાય તો ત્યાંનાં જંગલોનું તો સત્યાનાશ વળી જાય. ટેકરીઓ જો ઘાડા જંગલથી આચ્છાદિત હોય તો તેથી ઘણા લાભ થાય છે. પહેલો લાભ તો એકે તે નાણું પેદા કરે છે. ઢોરોને ઘાસ પુરૂં પાડે છે અને ખેડુતો અને ગ્રામ્ય-જન-સમાજને સદાકાળ બાંધકામ અને બળતણનાં લાકડાં પુરાં પાડે છે. પણ સૌથી મોટો લાભ તો એ છે કે જે સ્થળમાં ઘાડાં જંગલો આવેલાં હોય ત્યાં આગળ પુષ્કળ વરસાદ પડે છે. આ જળપ્રવાહ ઘીચ ઝાડોને લીધે ધીમે ધીમે ટેકરી પરથી નીચેના ખેતરોના સપાટ મેદાનમાં વહે છે અને જમીનને ફળદ્રુપ બનાવે છે. જંગલ બનાવવાના સંબંધમાં સમસ્ત જગત્ અને ખાસ કરીને આ દેશમાં જે ભિન્ન ભિન્ન સ્થળોએ અનેક પ્રયોગો કરવામાં આવ્યા છે તે વાત નિર્વિવાદપણે સિદ્ધ કરે છે કે જંગલો બનાવવાનું કામ દુર્ઘટ નથી. વળી સિંચાઇ જળ નહેરની માફક જંગલો બનાવવામાં કદાપી આરંભમાં ખર્ચ થાય તો પણ જો તે બરાબર ઉગે અને તેનો રૂડો ઉપયોગ થાય તો બેશક ચક્રવૃદ્ધિ વ્યાજે તે ખરચેલી થાપણનો મોટો બદલો આપે છે. જો કે હિંદી સરકાર આ બાબતમાં પૂરતું લક્ષ્ય આપે છે ખરી; પરંતુ દેશી રાજ્યો આ સંબંધમાં બેદરકાર જણાય છે. જંગલ બનાવવામાં કેવા ઉપાયો યોજવા તેનો નિર્ણય કરવાનું કામ તો એકસપર્ટનું છે. કાઠિયાવાડના બધાં દેશી રાજ્યોમાં પોરબંદર અને જુનાગઢ સ્ટેટને જંગલોનો નાનો મોટો લાભ મળે છે. જુનાગઢને તાબે ગીરપ્રદેશ આવેલો છે. તેનાં જંગલો માતબર છે, પણ જો તે સ્ટેટ આ ગીરનો વિકાસ આધુનિક જંગલ ઉગાડવાના સાયન્સની સહાયથી કરવા ધારે તો તે રાજ્યને થોડા સમયમાં લાખો રૂપીઆનો લાભ થાય. પોરબંદરનું રાજ્ય જે બરડા ડુંગર પાસે આવેલું છે ત્યાં પણ જંગલો છે ખરાં અને જુનાગઢની માફક ત્યાં પણ જંગલખાતાની સ્થાપના કરવામાં આવી છે. લગભગ ૨૫ કે ૩૦ વર્ષ પહેલાં પોરબંદર-સ્ટેટ-જંગલ-ખાતાના ઉપરી તરીકે સ્વર્ગસ્થ રા. રા. જયકૃષ્ણ ઇંદરજી નામના એક તે શાસ્ત્રના પારંગત ગૃહસ્થ હતા અને તેણે જેવી રીતે પોતાની નિવૃત્તાવસ્થામાં પોતાના સ્વદેશ રણોથી ભરેલા કચ્છભુજના અમુક પ્રદેશને સ્વર્ગસમાન બનાવ્યો હતો, તેમ પોરબંદરનાં જંગલોમાં કેટલાક સુધારા વધારા કરી તે ખાતાની ઉપજમાં વધારો કર્યો હતો. કેટલાંક જંગલોમાં સરકાર કે દેશી રાજ્ય કોઇ ઢોરો કે લાકડાં વેચી પેટ ભરનારાઓને પેસવા દેતાં નથી અને તે ઉપરાંત અમુક ચરાણના ભાગમાં જો તે કદાપિ આસપાસના પ્રદેશનાં ઢોરો ચરવા દે છે તો તે માટે ચરાણવેરો ઉઘરાવે છે. ઉત્તમ રસ્તો તો એ છે કે દરેક જંગલના અમુક ચરાણવાળા ભાગને વાડ કરી જુદો પાડવો જોઇએ અને ત્યાં આગળ ઢોરોને વિના મૂલ્યે ચરવાની છૂટ આપવી જોઇએ. રાજ્ય કે સરકાર જંગલો વાવવા માટે ખર્ચ કરે તેનું કાયદેસર અમુક રૂપમાં વળતર માગી શકે તે વાત ખરી, પણ સરકારની આંખમાં તો ઢોરો અને છોકરાં એ એક સમાન છે અને એકસમાન હોવાં જોઇએ. એક બાજુ બાળકોને મફત કેળવણી આપવી અને બીજી બાજુ ઢોરોના ધણી પાસેથી ચરાણવેરો લેવો તે ન્યાયપુરઃસર નહિ. ઉભય તત્વો ભવિષ્યના પ્રજાકિય અભ્યુદયમાં મોટો ભાગ બજાવે છે, તો જેવી રીતે સરકાર કે રાજ્ય પોતાના રાજ્યનાં બાળકોના માનસિક અને શારીરિક વિકાસ માટે ફરજીયાત-મફત-કેળવણીની વ્યવસ્થા કરે છે, તેવીજ રીતે ઢોરોના નિભાવ માટે જંગલનું જે

ઘાસ જોઇએ તેનો વેરો લેવાનું કાયદાની દૃષ્ટિથી ગમે તેમ હોય પણ નૈતિક દૃષ્ટિથી તો તે બચાવ થઈ શકે તેવું ગણાય નહિ. વળી આ ઉપરાંત બીજી બાબત એ છે કે ગામડાં પાસે નાની નાની ટેકરીઓ આવેલી હોય તો આસપાસના ખેડુતોનું એક સંયુક્તમંડળ (Frederation) બનાવી તેને ઘણેજ ઓછે દરે અથવા પહેલાં દશ વર્ષ તો મફત જંગલ તૈયાર કરવામાં સ્ટેટે સહાય અને સહાનુભૂતિ બતાવવી જોઇએ. તો જેવી રીતે ખેડુતો પોતાના ખેતરની કોર ઉપર અથવા નદીના રેતીના પ્રદેશમાં આંબાનાં વૃક્ષો વાવે છે. તેને ઘણી જાત મહેનત કરી જળ સીંચે છે અને બાળરૂપી છોડની માફક તે વૃક્ષોને મહાકષ્ટે અને લાંબે કાળે ઉછેરે છે અને તેનાં મિષ્ટ ફળો તેની સાત પેઢી ખાય છે અને તેની વાર્ષિક ઉપજમાં અલ્પાંશે પણ અભિવૃદ્ધિ થાય છે તેવી રીતે ટેકરી પર તૈયાર કરેલાં નાનાં જંગલો કે ઘાસ ચરાણનો શાશ્વત લાભ ખેડુતના વારસો લેશે. જ્યારે જંગલો કે ચરાણો પરિપક્વ સ્થીતિમાં આવે ત્યારે જ સ્ટેટે તેનો ખાસ પણ થોડોક વેરો ઠરાવવો અને તે ઉઘરાવવો.

**Irrigation-Canal ( જળ-પ્રવાહ-વાહુક નહેરો )**—જે પ્રમાણમાં ઘીચ જંગલો ખેતીને લાભકારક નીવડે છે તેના કરતાં ઇરીગેશન-યોજના તેને અસાધારણ રીતે લાભ આપે છે. સરકારે સિંધ, પંજાબ વગેરે પ્રદેશોમાં મોટી નહેરો બાંધી છે તેનું એક શુભ પરિણામ તો એ આવ્યું છે કે પંજાબ અને સિંધ પુરાતની લંકાની માફક સુવર્ણના પ્રદેશો બન્યા છે. હવે ઈરીગેશન બે પ્રકારનાં છે. (૧) Flow Irrigation (૨) Lift Irrigation. પહેલા પ્રકારના ઇરીગેશનનો અર્થ એ કે તેની નહેરોમાં મુખથી મૂળ સુધી એવો તો સુંદર ઢોળાવ હોય છે કે તેમાં જળપ્રવાહ કુદરતી રીતે અને ખળ ખળ વહ્યાં કરે છે, પણ કેટલાક પ્રદેશો એવા હોય છે કે તેની સપાટી કેનલની સપાટી કરતાં ઉંચી હોય છે. તેવા પ્રદેશમાં જળ-પ્રવાહ મોકલવા માટે પ્રથમ તો Lift Instalation અથવા પાણી ઉંચે ચડાવવાની મજબૂત અને મોટી ટાંકી ચણવી પડે છે અને તે ટાંકી દ્વારા ઉચ્ચ પ્રદેશમાં આવેલાં ખેતરોને પાણી પુરૂં પાડી શકાય છે. આવી ખરચાળ યોજના તૈયાર કરી અમલમાં મુકવી તે કામ વ્યાજબી રીતે તો સરકાર કે સ્ટેટનું ગણાય પણ જેમ નાની ટેકરીઓ પર જંગલ બનાવવાનું કામ ગ્રામ્ય-સહાયક-મંડળો દ્વારા બની શકે તેમ નાની નાની નહેરો ઉપરની યોજના દ્વારા બાંધવાનો પ્રબંધ કદાપિ કરવામાં આવે તો આસપાસના ગામડાંના ખેડુતોને આર્થિક તેમજ નૈતિક લાભ થાય. આ તો સામાન્ય બાબત છે કે જે કામ સરકાર અમુક ખાતા દ્વારા (Departmentally) કરે અને તેમાં જે ખર્ચ થાય તેના કરતાં અરધે ખરચે ખાનગી સાહસ તેવુંજ સંગીન કામ કરી શકે. વળી જે કામ ખાનગી સાહસ મજુરો દ્વારા કરાવે તેનો જે ખર્ચ થાય તેનો અર્ધો ખર્ચ, જો ખેડુત પોતાના સહાનુભૂતિ અને મદદથી તેજ કામ કરાવે, તો થાય. તો જો સરકાર કે રાજ્ય ગ્રામ્ય-સહાયક-મંડળોદ્વારા આવી નાની નાની નહેરો ખોદાવે અને બંધાવે, તો ખેડુતોને થોડે ખરચે વધારે લાભ મળે. પણ સૌથી મોટો અને ઉત્તમ લાભ તો નૈતિક રીતે થાય. તે એ કે ખેડુતો સ્વાશ્રયનો પાઠ શીખે. સમસ્ત જગતમાં "my own" એટલે "મારૂં પોતાનું" એ વિચાર આબાળવૃદ્ધપર્યંત સૌને બહુ પ્રિય લાગે છે. નાનું બાળક પણ આ ચીજ મારી છે એવા જ્ઞાન સાથે તે વસ્તુ બતાવવામાં અને તેનું સંરક્ષણ કરવામાં બહુ ભારે રસ લે છે એ વાત માનસશાસ્ત્રથી નિર્વિવાદપણે સિદ્ધ થઇ ચુકી છે અને તે સાથે તે વાત સાર્વાનુભવિક પણ છે. આર્યશાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે આસક્તિ એ સર્વસુખદુઃખનું મૂળ છે, પણ આસક્તિના તત્વ વીના આ જગત્ એક ક્ષણ પણ ચાલે નહીં. આ સાર્વાનુભાવિક સિદ્ધાંતાનુસાર આ સંબંધમાં એક વાત તરી આવે છે તે એ કે જો ખેડુતવર્ગ પોતાને ખરચે અને પોતાના બાહુબળ વડે સરકારના ઈરીગેશન ખાતાની દેખરેખ નીચે પોતાની જળવાહક નહેરો બનાવવાને કદાપિ ભાગ્યશાળી બને તો તે નહેરો અમારી છે એ વિચારથી તેઓ તેની સંભાળ પોતાનાં બચ્ચાં માફક રાખશે અને સરકાર કે રાજ્યને આટલી માથાકુટ ઓછી થશે અને તે પ્રદેશની ખેતીને ઉત્તેજન મળશે.

આવી ફીડરેશન-યોજનાના સંબંધમાં એક મહત્વના પ્રશ્નનો નિર્ણય કરવાની આવશ્યકતા છે-તે

એ કે નાણું ક્યાંથી લાવવાં ? તે નાણું ચાર રીતે સંપાદન થઇ શકે. (૧) સરકારી તગાવી, (૨) સરકારી ગ્રાંટ ( મફત ), (૩) ગ્રામ્ય–ફંડ, (૪) ધનાઢ્ય-સહાય.

**કૂપ-જળથી સિંચાતી અને ફળદ્રુપ બનતી ક્ષેત્ર-ભૂમિ અને તેની અભિવૃદ્ધિ**—બધાં ખેતરોમાં કાંઇ અખૂટ પાણીના કુવા હોતા નથી. જો કે હમણાં હમણાં સરકાર અને દેશી રાજ્યોનું આ ઉપયોગી કૃષિ-ઉત્તેજક તત્વ પ્રત્યે લક્ષ દોરાયું છે ખરૂં પણ જ્યારે આપણે મ્હૈસુર, વડોદરા, ભાવનગર અને ગોંડળના ખેતીવાડીના વાર્ષિક રિપોર્ટો ધ્યાનપૂર્વક વાંચીએ છીએ ત્યારે એમ જણાય છે કે ખેતરોની સંખ્યાના પ્રમાણમાં કુવાની સંખ્યા બહુ ઓછી હોય છે. તેનું મુખ્ય કારણ તો એ છે કે કોઇ રાજ્ય કે ખુદ હિંદ–સરકાર પણ પોતાના ક્ષેત્રપ્રદેશોમાં દર વરસે અમુક સંખ્યામાં કુવા ખોદાવવાજ જોઇએ અને તે કામ અમુક વર્ષોમાં પુરૂં થવુંજ જોઇએ એવી સચોટ અને સંગીન યોજના ઘડતું નથી થોડા વખત કુવા ખોદવાનું કામ ધમધોકાર ચાલે પણ પાછું બંધ પડી જાય અને ઘણા વરસ કોઇ તેનો ભાવ પણ પુછે નહિ. જે દેશમાં ગામડે ગામડે નિશાળ, ઘરે ઘરે દૂઝાળાં ઢોરો અને ખેતરે ખેતરે સો ટકા કુવા હોય, અરે એમ નહિ તો પંચોતેર ટકા પણ હોય તો તે દેશ સ્વર્ગ સમાન બને. જો કદાપિ તમે કોઇ શીમમાં જાતે જઇને ત્યાં કુવાની દુઃખદ સ્થિતિ જુઓ તો તમને જણાશે કે કેટલાક કુવા તો મહેનત મુડીના અભાવે અરધા ખોદાયલા અને અર્ધ જળ સંચયવાળા જણાશે. તેવા કુવાને દુષ્કાળ-કુપ કહેવામાં આવે છે, એટલે જ્યારે અનાવૃષ્ટિના વર્ષમાં બીજા કુવામાં પાણી ખુટી જાય છે ત્યારે તેવા કુવામાં પુરતું જળ રહ્યું હોય તો બીચારા ખેડુતો સ્વાશ્રયથી માથાકુટ કરીને તે જળવડે ખેતર કે વાડીના મોલ પાય છે. દરેક સીમમાં અનેક ભાડીયા કુવા જણાશે એટલે અમુક ઉંડાઇએ કુવો ખોદાય અને તેમાં પાણી નહિ નીકળવાથી ખેડુતો તેને મુકે પડતો, પણ જો ખેડુતો આવો કુવો ખોદવાનો પ્રારંભ કરે તે પહેલાં સરકાર કે રાજ્ય પોતાના જળ એક્સપર્ટને ત્યાં મોકલે અને તે પોતાના ખાસ જ્ઞાન વડે સ્થળ નક્કી કરે તો આવો ખર્ચ અને મહેનત બરબાદ જાય નહિ. વળી કેટલેક સ્થળે તો સ્ટેટ બોરીંગ વડે કુવા ખોદાવી આપી શકે. અસલના વખતમાં આ દેશમાં પાણીનાં સ્થળ ક્યાં છે તે બરાબર જાણનારા જાણકારો હતા. તેને પ્રથમ પુછીને ખેડુતો પોતાના કુવાનું ખોદાણ કામ આરંભતા. હવે તેવા માણસોની દેશમાં ખોટ પડેલી જણાય છે.

અખૂટ જળવાળા કુવામાંથી ખેડુતો પોતાના ચામડાના કોશ વડે પાણી ખેંચી પોતાના ખેતરને પાય છે. આ રિવાજ બહુ જુનો છે, પણ કૃષિ-વિજ્ઞાન શાસ્ત્રીઓએ એવો અડસટ્ટો કાઢ્યો છે કે જેટલા સમયમાં અને બહુ ભારે મહેનતે એક એકર જમીન કોશના પાણીથી પલળે, તેટલાજ સમયમાં અને તેની અરધી મહેનતે પરશન વ્હીલની સહાયથી ત્રણ એકર જમીનને સારી રીતે પાણી પાઈ શકાય. જો આમ હોય તો જે ખેડુતો આ જળયંત્રને ખરીદી શકે તેવી સ્થિતિમાં હોય તો તેમણે તો તે અવશ્ય ખરીદવાં જોઇએ. વળી સરકાર કે રાજ્યે દરેક પ્રાંતમાં જેટલાં ખેતર કે કુવા હોય તેના અમુક ટકા કુવા ઉપર પોતાને ખરચે આવાં જળયંત્રો ગોઠવી આપવાં જોઇએ અને તેમાં નિર્ધન ખેડુતોને પસંદગી આપવી. આવા પ્રયોગથી તેવાં જળયંત્રોના લાભાલાભની ખેડુતોને ખબર પડશે અને કેટલાક સારી સ્થિતિના ખેડુતો આવા ફતેહમંદ અખતરાનો જાતિ અનુભવ મેળવીને પોતાની મેળે તેવાં યંત્રો ખરીદવાને લલચાશે. અત્યારે સરકારની એવી યોજના છે કે જો કોઈ ખેડુત તેવાં જળયંત્રો પોતાના ખર્ચે ખરાદે તો સરકારનું તે બાબતનું એક્સપર્ટ ખાતું તે કુવા ઉપર યંત્રને ઉભું કરવામાં તેને સહાય કરે છે. તે વાત સારી છે પણ આ દેશના પરાધીન અને દેવારૂપી મહાસાગરમાં પગથી માથા સુધી ડુબેલા ખેડુતવર્ગને તેથી પણ વધારે ઉદાર હાથ લંબાવવાની સંપૂર્ણ આવશ્યકતા જણાય છે. જ્યાં કુવા નીચાણમાં ખોદાયા હોય અને પાણી ઝીલનાર ખેતરની સપાટી ઉંચી હોય ત્યાં સરકારે ઉદાર ધોરણે તગાવી આપીને લીફ્ટસ ગોઠવી આપવા જોઇએ. જે કૃષિ પ્રદેશમાં ખારા પાણીના આંતર્ પ્રવાહો વહેતા હોય તે પ્રદેશમાં સરકારી દરબારી સહાયથી બોરીંગ પ્રયોગ દ્વારા મીઠા પાણીના પ્રવાહવાળા કુવાનું ખોદાણ થવું જોઇએ. આ દેશમાં અનેક કારણોને લીધે બોરીંગ પ્રોસેસ જેવી જોઇએ તેવી લોકપ્રિય બની નથી તેમાં ખેડુતો કરતાં સરકાર દરબારનો વધારે દોષ

છે. થોડા સમય પહેલાં મુંબાઇ સરકારે મોટે ખરચે એક યુરોપીયન જળ-એકસપર્ટ નીમ્યો હતો પણ તે હંગામી પ્રયોગનું ઇચ્છવા લાયક પરિણામ આવ્યું નહિ. કૂપજળ અને ઇરીગેશન-જળ-પ્રવાહ એ કૃષિ અભિવૃદ્ધિનું ઉપાદાન કારણ છે; તેટલા માટે થોડા ઘણા બોરીંગ પ્રોસેસ વગેરેના અખતરા નિષ્ફળ જાય તે ઉપરથી તે ખેડુતવર્ગહિતકર કાર્યમાંથી સરકાર કે દરબાર માબાપ પોતાનો હાથ ઉઠાવે તે ઇચ્છવા લાયક ગણાય નહિ. તેણે તો ફરીથી કરો ( Try again ) નો પાઠ સતેજ અને સતત રાખવો જોઇએ. કેટલાક ઔદ્યોગિક અથવા કૃષિય સાહસો એવાં છે કે જેમાં લાભ માત્ર લાંબે કાળે અને અસાધારણ શાંતિદ્વારા પ્રાપ્ત થાય છે. આ દેશના ખેડુતો તો એવા છે કે તેમને જો સરકાર દરબારની નાણાંની રીતસર અને સત્વર સહાય મળે તો તે પોતાની જાત મહેનતનો તુરત ઉપયોગ કરે છે.

મીકેનીકલ યંત્રો જેવાં કે હળો, જળયંત્રો વગેરેની બાબતમાં એક વ્યાજબી ફરીયાદ ઉઠાવવામાં આવે છે તે એ કે હળ કે જળયંત્ર કામ કરતું બંધ થાય ત્યારે શું કરવું ? કોશ ફાટે એટલે કોશીઓ ચટ દઇને તે ઉંચકી પોતાના ગામના મોચી પાસે લઈ જાય. આનો ઉપાય એ લાગે છે કે જેવી રીતે સરકાર-દરબાર પોતાના પ્રદેશોમાં ફરતી ઔષધાલયો અને વાંચનાલયોની વ્યવસ્થા કરે છે તેવી રીતે એક એવું ફરતું ખાતું રાખવું કે જે અમુક પરિમિતિવાળા ક્ષેત્રફળમાં દરરોજ ફરી શકે. કોશનો એક લાભ તો એ છે કે એક કોશ નકામો થાય અને તેનું સમારકામ કરતાં અસાધારણ વિલંબ થાય તેવું હોય તો તે કોશનો ધણી પોતાના પાડોશીનો કોશ લાવી પોતે વાડીને પાણી પાવાનું કામ સત્વર કરી શકે. આ ઉપરાંત પ્રત્યેક પ્રાંતિક કેંદ્રસ્થાનમાં એક વર્કશોપ ઉઘાડવું કે જ્યાં ગામડાના યુવકોને ઉપરનું સમારકામ કરવાના કામની મફત તાલીમ મળે. મોટરનો ઉપયોગ કરનારી આખી આલમ હવે તો મોટર પોતે ચલાવતાં શીખી છે અને માત્ર આજ કારણથી આખા જગતમાં પ્રતિવર્ષ લાખો મોટરો ખરીદાય છે. પરાધીનતા જેવું દુઃખ અને સ્વાશ્રય જેવું સુખ આ દુનીયામાં તો જણાતું નથી. કદાપિ સ્વર્ગમાં હોય તો પ્રભુ જાણે.

કુપ-જળ ખેતરમાં પાવાની અનેક અને સચોટ રીતો છે; તેમાં ટયુબવેલ્સનો સમાવેશ થાય છે. આ પ્રયોગ યુનાઇટેડ પ્રોવીન્સીસમાં ફળીભૂત થયો છે. ખેતરોને જો કુવાના પાણીની સહાય મળી શકે તો ખેડુત દુષ્કાળના વરસમાં પણ બહુ દુઃખી થાય નહિ. જો આ કુપખનનરૂપી અર્ધફતેહમંદ પ્રયોગને Indian Agricultural Research Institute ( હિંદની કૃષિય-જ્ઞાન-શોધક-સંસ્થા ) હાથમાં લે અને તેને હિંદના જુદા જુદા કૃષિ-પ્રધાન પ્રાંતોમાં અમલમાં મુકે તો કેવું સારૂં થાય ? આ પ્રયોગસાફલ્યતા માટે ચાર વસ્તુઓની ખાસ જરૂર છે. (૧) ઇન્સ્ટોલેશન પ્રયોગ ( Demonstrative Instalation ), (૨) સોંઘા દરે તગાવી, (૩) એકસપર્ટ-અનુભવીની સલાહ, (૪) જો શકય હોય તો ગ્રાંટ ઇન એડ. ટયુબ કુવાનો ઉપયોગ કરવા માટે ઓઇલ એન્જીનની જરૂર પડે છે. એ ઉપરાંત બીજો પરચુરણ ખર્ચ પણ થાય. આવો ભારે ખર્ચ આ દેશના ખેડુત વર્ગના નેવું ટકા ખેડુતો પોતાના શિર ઉપર વહોરી શકે નહિ, પણ જો સરકાર કે દરબાર માબાપ આ પદ્ધતિના પ્રયોગો પોતાને ખરચે ઉપાડી ખેડુત વર્ગને તેના લાભ અને સફળતા બતાવે અને નાણાંની સંગીન સહાય આપે તો આ દેશના કેટલાક સાહસિક ખેડુતો તેનો અમલ જરૂર કરે. સરકાર કે દરબારની સ્વાધિનતામાં થાપણ છે અને ખેડુતની સ્વાધિનતામાં માત્ર જાતમહેનત છે. તે બે અગત્યનાં તત્વોનો સુયોગ થાય તોજ આ દેશનો કૃષિ-વિકાસ થાય.

હવે આપણે જમીનમહેસુલપદ્ધતિનો ન્યાયદષ્ટિથી વિચાર કરીએ. તાજેતરમાં બારડોલીએ સમસ્ત હિંદને સિદ્ધ કરી બતાવ્યું છે કે સરકારની મહેસુલપદ્ધતિ અપૂર્ણ અને ખેડુતવર્ગને દુઃખરૂપ છે. સરકાર-દરબાર દર ત્રીસ વરસે લેંડ રીવીઝન કરે છે અને તેના પરિણામમાં તે વિના અપવાદે મહેસુલ રકમમાં અમુક ટકા જરૂર વધારો કરે છે-કરે છેજ. આ વધારો ગણિતશ્રેણી ( Arithmetical Progression ) માં હોય તો બીચારા, હતભાગી અને નિરાધાર હિંદના ખેડુતો તે ભાર કદાપિ સહન કરી લે પણ જ્યારે તે વધારો ભૂમિતિશ્રેણી ( Geometrical Progression ) માં હોય ત્યારે ગરીબ ખેડુતને ભારે પડે. સહનશીલતાને પણ અમુક નિશ્ચિત હદ હોય છે.

આ અકળ કોયડાને ઉકેલવાનો એક રામબાણ માર્ગ છે તે એ કે લેંડ રીવીઝન કરતી વખતે દરેક પ્રાંતીય ગ્રામ્યપંચાયતના અમુક નિષ્પક્ષપાતી પણ નિડર અને ન્યાયી સભ્યોની સલાહ અને સહાનુભૂતિ રીવીઝન ઓફીસર લે અને ઉભય પક્ષો મળીને અને પ્રત્યેક પ્રાંત કે ઇલાકાના સાંપ્રત ભાવિ સંજોગોને બરોબર લક્ષમાં લઈ ખેડુતોને બીલકુલ ભારે ન પડે પણ ઉલટી તેને રાહત આપે તેવો મહેસુલ દર ઠરાવે. સોનાનાં ઇંડાં દરરોજ મૂકે એવી મરઘીનો ઘાત કરી અખિલ વિશ્વમાં પૂર્વે કોઇ પ્રજા સમૃદ્ધિવાન્ બની છે ? આ સરકારી મહેસુલપદ્ધતિ કે રાજ્યનીતિની અયોગ્યતાના સંબંધમાં દૃષ્ટાંત અને સંગીન પુરાવાર્થે અમે અહીંઆ "The Remaking of Village–India" હિંદ-ગ્રામ્ય-પુનર્ઘટનાના કૃષિય વિષય સંબંધના સુપ્રસિદ્ધ અને અત્યારે હિંદ અને અન્ય દેશોમાં સ્ટાન્ડર્ડ રૂપ ગણાતા પુસ્તકમાંથી એક સુંદર ફકરો અંગ્રેજીમાં ટાંકીએ છીએ. તે નીચે પ્રમાણે છે. પૃષ્ટ ૪૯, પારાગ્રાફ ૬.

"At present, the land revenue is generally distributed over the village at the request of the villagers, according to the kind of land, so that well–irrigated crops pay a far higher rate of land revenue than unirrigated. To my mind (says Mr. Brayan–the author) this must act consciously or unconsciously, as a deterrent to people and stop them from sinking new–wells. If the land–revenue was divided equally over all land, people would tend to think that they would lose nothing and gain a lot by sinking wells, and I am certain that we ought to persuade villagers to ask for their revenue to be distributed equally over all land."

( ટીકા—ખેડુતોની અરજપરથી વિઘોટી દર ઠરાવવાનો ઉલ્લેખ મી. બ્રેયન કરે છે તેવો પ્રબંધ કદાપિ પંજાબમાં હશે પણ બારડોલી પ્રાંતે તાજેતર જેમ સાબીત કરી આપ્યું છે તેમ રીવીઝન દરો ખેડુતના શિર ઉપર વગર પુછ્યે નાંખવામાં આવે છે. સરકાર કરતાં દેશી રાજ્યોમાં આ સંબંધીની વિટંબના વધારે સખત જણાય છે. ગોળમેજી પરિષદ આપણા સ્વદેશાભિમાની રાજવીરોને ડાહ્યા ડમરા બનાવે તો ઇશ્વરનો ઉપકાર માનવો. )

**ગુજરાતી અર્થ**—"અધુના ગ્રામ્યજનોની અરજ પરથી અમુક ગામડાંની જમાબંધીની વહેંચણી કરવામાં આવે છે. આ જમાબંધીના દર જમીનની પ્રત ઉપર નક્કી કરવામાં આવે છે. આનું પરિણામ એ આવે છે કે કુવાના પાણીના વાવેતરવાળી જમીનના દર કુવા વગરની જમીનના દર કરતાં ચડીયાતા હોય છે. આ પદ્ધતિથી લોકોના મનમાં જાણે અજાણ્યે કુપ-ખનન પ્રતિબંધક રૂપ થઈ પડે છે અને તેથી તેઓ નવા કુવા ખોદવાને લલચાતા નથી. જો કદાપિ મહેસુલદર સર્વપ્રકારની ખેડાણ જમીન ઉપર એક સમાનરીતે વહેંચવામાં આવે તો લોકો એમ ધારશે કે આવી ન્યાયી ગોઠવણથી તેમને કાંઇ ગેરલાભ નથી, ઉલટું તેઓને મોટો લાભ છે. જો આમ હોય તો આપણી ફરજ છે કે આપણે લોકોને સમજાવવા કે તેઓ પોતાની સઘળી જમીનનો એકસમાન મહેસુલ દર ઠરાવવા માટે સરકારને અરજ કરે."

આ ફકરામાંથી એક મુખ્ય અને અગત્યનો વિચાર સ્વાભાવિક રીતે ઉદ્ભવ પામે છે. આ વિચાર દર્શાવવામાં કાંઇ દેશી રાજ્યોની મહેસુલ રાજ્યનીતિની બદબોઇ કરવા જેવું જણાતું નથી, કારણ કે આ વિચાર ખુદ બ્રીટીશ સરકારના મોટા અને જવાબદાર હોદ્દાવાળો સીવીલયન અને રેવન્યુ ઓફીસર નિડરતાથી બતાવે છે એટલુંજ નહિ પરંતુ તેને પુસ્તકના રૂપમાં છપાવી જગત્ સમક્ષ મૂકે છે. તે વિચાર એ છે કે કેટલાક દેશી દરબારની આધુનિક મહેસુલ-રાજ્યનીતિ, આ જગત્‌ના મુડીવાદીની માફક, સ્વાર્થી અને લોકોના રૂધિર શોષણ રૂપ છે. આ સંબંધમાં વધારે સ્પષ્ટીકરણ કરવું એ લખનારને વિવેક વિરૂદ્ધ લાગે છે, જો કે આ ટીકા એ નિંદા રૂપ નથી પણ માત્ર નગ્ન સત્યજ છે અને આવાં મહાન્ બ્રીટીશ અમલદારોનાં નગ્ન સત્ય ઉપરજ બ્રીટીશ સામ્રાજ્યના ઉંડા પાયા નખાયા છે. આવી રૂધિર-શોષણ-પોલીસી ક્યાં સુધી ટકે તેનો નિર્ણય

અમે અમારા સુજ્ઞ વાચકવર્ગની નિર્મળ બુદ્ધિ અને સાદી સમજ ઉપર છોડી વિરમીએ છીએ. બ્રીટિશ અને દેશી રાજ્યની મહેસુલપદ્ધતિમાં મહાન્ ભેદ એ છે કે સરકાર પોતાની ભૂલ જુએ છે કે તેને બારડોલી કેસની માફક સત્વર સુધારે છે; કેટલાંક જક્કી દેશી રાજ્યો પોતાની ગમે તેવી ત્રાસદાયક પદ્ધતિ હોય તોપણુ તેને ઝળોની માફક વળગી રહે છે. આજ કારણથી સમસ્ત હિંદના દેશી રાજ્યોની સમગ્ર-પ્રજા-નિયુક્ત-પ્રતિનિધિએ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં દેશી રાજ્ય-પ્રજાહકસંરક્ષણુ માટે Declarationની મજબૂત હાથે માગણી કરી છે.

કુપ-ખનના ઉત્તેજનાર્થે સરકાર-દરબારે તેવી ઇચ્છા ધરાવનાર ખેડુતોને બહુજ ઓછા દરે અને લાંબે કાળે ખેડુતની આર્થિક સ્થિતિ લક્ષમાં લઇને પાછી ઉઘરાવવાની શરતે સારી રકમની તગાવી તત્વર આપવી જોઇએ. આ સંબંધમાં અમે એક આબેહુબ અને હાસ્યજનક દૃષ્ટાંત આ સ્થળે ટાંકીએ છીએ તે દૃષ્ટાંત નીચે પ્રમાણે.

એક વખત એક ગામડાનો ખેડુત સવારમાં છાશ રોટલાનું શીરામણુ કરી પોતાના પ્રાંતના રેવન્યુ હેડક્વાટરે, પગે ચાલીને, અમુક રકમની તગાવી તે પ્રાંતના રેવન્યુ ઓફીસર પાસેથી લેવા ગયો અને રાત્રે પોતાને ઘેર પાછો આવ્યો. તે બે સ્ત્રી-પુરૂષ વચ્ચેનું સંભાષણુ નીચે પ્રમાણે છેઃ—

**ખેડુત સ્ત્રી**—કેમ વહાલા, કેટલા રૂપીઆ લાવ્યા ?

**ખેડુત**—રૂપીઆ પચાસ રોકડા હાથીનાં પગલાં જેવડા મોટા.

**ખેડુત સ્ત્રી**—તમે કેટલા રૂપીઆ માટે અરજ કરી હતી ?

**ખેડુત**—મેં રૂપીઆ સોની તગાવી માટે અરજ કરી હતી.

**ખેડુત સ્ત્રી**—ત્યારે તમે માત્ર રૂપીઆ પચાસજ લાવ્યા તેનું શું કારણુ ?

**ખેડુત** ઉત્તરમાં ખડખડ હસી પડયો અને મૌન રહ્યો.

ખેડુત સ્ત્રી જાતે ચકોર હતી એટલે આ બધાનું રહસ્ય સમજી ગઈ એટલે તે વાતનો ત્યાં અંત આવ્યો અને બાઇ ભાઇ પોતાને ધંધે વળગી ગયાં.

ટીકા—આવાં સંભાષણો તો ખેડુતવર્ગના ઘરે ઘરે ચાલતાં હશે. કેટલીક બાબતો એવી હોય છે કે સંજોગોના અનુસંધાનથી સમજાય અને સમજાવી શકાય અને વળી જે વાત ખેડુત પોતે પોતાની સ્ત્રીને પણુ ખુલ્લી રીતે કહી શકયો નહિ તો લેખક આ વાતના રહસ્યને કેવી રીતે પુસ્તકમાં પ્રગટ કરી શકે ? માટે લેખક પોતાના વાંચકવૃંદની આ સંબંધમાં ક્ષમા ચાહે છે. સૌ સૌની બુદ્ધિમાં જે સાર સૂઝે તે પોતે કાઢી લે અને ખેડુતની હાય હૈયડે હોય એવા વીર નિઃસ્વાર્થવૃત્તિથી અને નિડરપણે ખેડુતનાં આવાં દુઃખ દૂર કરવાને યથાશક્તિ યથામતિ પ્રયાસ કરે.

Consolidation of holdings-નાનાં ખેતરોનો એકત્ર જમાવ—ગ્રામ્યઅભ્યુદયના પ્રોગામમાં ( Consolidation of holdings ) નાનાં ખેતરોનો એકત્ર જમાવ એ અગ્રસ્થાન ભોગવે છે. જ્યાં સુધી એક ધણીની માલેકીના નાના નાના ટુકડાનું એક મોટું ખેતર બને નહિ ત્યાં સુધી દરેક ખેતરમાં કુવા ખોદવા વગેરેની વ્યવસ્થા થઇ શકે નહિ. નાના ટુકડાનો એક જમાવ એનો અર્થ એ નહિ કે તે બધા પ્રથક્ પ્રથક્ અને એક બીજાથી દૂર આવેલા એક ધણીના ટુકડાને ઉપાડી એક સ્થળે એકઠા કરવા અને તેનું એક મોટું વિશાળ ખેતર બનાવવું. આ કામ માત્ર ઇશ્વરજ કરી શકે. પણુ ખેડુતોના તેવા ટુકડાઓનો પરસ્પર વિનિમય કરીને આવી યોજના અમલમાં મુકી શકાય. જેમકે "અ" ના બે કકડા "બ" ના ત્રણુ ટુકડા સાથે ભળે અને એક ખેતર બને. આ પ્રમાણે પરંપરા ચાલે એટલે એક ગામના સીમના જુદા જુદા ટુકડાના અમુક મોટાં ખેતરો બને. આ કામ બહુ દુર્ઘટ છે, પણુ પ્રયોગ કરવાને પાત્ર તો છેજ. દરેક શુભ કાર્ય કે યોજનામાં મુશ્કેલીઓ અને અંતરાયો તો જરૂર આવેજ પણુ તે દૂર કરવા અથવા ઓળંગવામાંજ મનુષ્ય-બુદ્ધિનો ઉપયોગ યોજાયેલો છે. જે ગામમાં આવી સુંદર વ્યવસ્થા થાય તે ગામ થોડા વખતમાં સમૃદ્ધિવાન્, સુખી, તંદુરસ્ત, સ્વાશ્રયી અને

સ્વતંત્ર બને. જે દુર્ઘટ કામ જાપાન તેમજ જર્મનીના નાના નાના રાજવીઓએ સ્વાર્થહિતને તિલાંજલી આપીને એક મહાન્ સામ્રાજ્ય બનાવવામાં ફતેહમંદ ઉતાર્યું; જે ફેડરેશનનું દુર્ઘટ કામ હિંદના ક્ષત્રીય વીર-પુત્રોએ આત્મ-સ્વાર્થભોગે લંડનની ગોળમેજી પરિષદમાં હિંદ-પુત્રો સાથે સહકાર કરીને નેવું ટકા સાધ્ય કીધું તેના કરતાં ઓછું મુશ્કેલ કામ હિંદ ખેડુતો પોતાના વંશવારસના શાશ્વત કલ્યાણ માટે શું ન કરી શકે ?

જે ખેતરમાં કુવો હોય અને જેમાં ચાસટીઓ વગેરે પાકે તેની આસપાસ થોર કે ઝાડી ઝાંખરાની મજબૂત વાડ કરવી. આ કામ દરેક ખેડુત બરાબર જાણે છે, માટે આ બાબત વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી. માત્ર એટલુંજ કહેવાનું કેટલાક આળસુ ખેડુતો કાં તો વાડ કરતા નથી અને કરે છે તો આછી આછી એટલે રાત્રિ સમયે તેમાં ભૂંડ વગેરે પ્રાણિ ચોરની માફક ધુસી જાય છે અને મોલને સમૂળગો ખાઇ જાય છે. આમ થાય છે એટલે તે ખેતરનો ધણી હાથ ઘસીને બેસી રહે છે. કુવાવાળા ખેતરમાં કોશવડે પાણી કઢાય છે, અને પછી તેને માટીની તૈયાર કરેલી પાળવડે ખેતરમાં લઇ જવાય છે. આવો રિવાજ બાબા આદમના જન્મ-સમયથી ચાલે છે. પણ કોઇ પણ ખેડુતને આ રીતથી પોતાનું અર્ધું પાણી નકામું જાય છે તે વાત સૂઝતી નથી, તેટલા માટે કોઈ પણ બીજી એવી યુક્તિ શોધી કાઢવી જોઇએ કે જેથી ઓછે ખરચે તે અમલમાં મુકાય અને શેરે શેર પાણી કુવામાંથી નીકળીને ખેતરના ચાસમાં જાય. આવી ગોઠવણથી જો કદાપિ કોશિયાને દીવસના દશ કલાક કામ કરવું પડે તો તેટલું કામ અરધા વખતમાં થશે. જેમ નાણાના ઉપયોગમાં વ્યાજબી કસકસરની જરૂર છે, તેમ પાણી અને સમયના ઉપયોગમાં કરકસર થાય તેથી ખેડુતને લાભ થાય છે. એવી કઇ યુકિત તે ખેડુતવર્ગ પોતે શોધી કાઢે. અમારા જાતિઅનુભવથી અમે કહીએ છીએ કે ચુનાભઠ્ઠીમાં ચુનારાઓ ચીનાઈ માટીની જે મજબૂત પાઇપો બનાવે છે, તેનો, પાણીને કુવાના પાવઠામાંથી ખેતરમાં લઇ જવા માટે, કેટલાક સારી સ્થીતિના ખેડુતો અજમાયશ તરીકે, ઉપયોગ કરે તો તેને લાભ થાય. આવી ચીનાઇ માટીની નળીઓ એકવાર પૃથ્વી અંદર નાંખી એટલે તે લોઢાની નળી માફક કટાશે નહિ અને વરસોનાં વરસો સુધી ચાલશે. જો કે આ ગોઠવણથી ખેડુતને પ્રારંભમાં થોડો ઘણો ખર્ચ થશે પણ તેથી પાળ વાટે ચાસને પાણી પાતી વખતે દરરોજ તે દુરસ્ત કરવા માટે જે એક દાડીઓ રાખવો પડે છે તેની મજુરી આપવી બંધ થશે. જેટલાં વર્ષ ચીનાઇ માટીની નળી ચાલે તેટલા વખતની દાડીઆની મજુરી ગણીએ તો તેમાંજ માત્ર નળીનો પ્રારંભ ખર્ચ સમાઇ જશે; વળી દરરોજ લગભગ ૨૫ થી ૫૦ ટકા ખેતરના જુદા જુદા અને દૂર આવેલા ચાસોમાં જતાં જતાં પાણીનો વ્યય થાય તેની જો કોઇ ગણિતશાસ્ત્રી કિંમત આંકે અને તેનું ઘણા વર્ષોનું ટોટલ કરે તો તે પ્રારંભમાં કરેલા નળીના ખર્ચ કરતાં એક સહસ્ત્રગણું વધારે થશે. સૌથી સરસ વાત તો એ કે સમયનો મોટો બચાવ થશે કે જે ખેતીના બીજા કામમાં ખેડુતના લાભાર્થે વપરાશે. હવે સમયની કિંમત તો અમુલ્ય હોય છે એટલે તેની ખરી કિંમત શી રીતે આંકી શકાય ? આ માટીની પાકી નળીઓમાં પાણી કાયમ વહેવાથી તેમાં કચરો-કાદવ ન ભરાય માટે વચમાં વચમાં બની શકે તો ફીલ્ટરો ગોઠવાય તેવી નળીયો તૈયાર કરાવતી વખતે તજવીજ કરવી અને આવી ફીલ્ટરવાળી નળીઓને ધરતીમાં જરા ઉંડી નાખવી કે જેથી ઢોરોના પગના દબાણથી તે ભાંગી જાય નહિ. હવે આવી પાકી નળીઓ કેટલાં વર્ષ ચાલે તે બાબતમાં ઉઠતી શંકા-સમાધાનાર્થે નીચેની હકીકત અમે અમારા સુજ્ઞ વાંચકો અને ભણેલા ખેડુત સમક્ષ નિવેદન કરીએ છીએ. તે નીચે પ્રમાણે છે.

ભાવનગરથી ચૌદ માઇલ દૂર ઘોઘા બંદર આવેલું છે. તે જ્યારે પેશ્વાના તાબામાં હતું ત્યારે તે ગામના લોકોને સ્વચ્છ પાણી પુરૂં પાડવાના ઉદ્દેશથી એક ઉંડા અને વિશાળ જળાશયની યોજના ઘડવામાં આવી હતી. તે કામ એક દેશી ઇજનેરને સોંપવામાં આવ્યું હતું. તેણે આવું જળાશય તૈયાર કર્યું અને તે ગામથી દૂર હતું માટે શહેરમાં પાણી લાવવા માટે ચીનાઇ માટીની પાકી અને મજબૂત એક ડાયામીટરની નળીઓ નાખી. તે હજુ તેવી ને તેવીજ છે. હવે પેશ્વાઇ અમલના વર્ષથી સને ૧૯૩૦ ની સાલ સુધીના વર્ષો ગણીએ તો તે સેંકડો થાય. આવી નળીઓ જરૂર સાત પેઢી ચાલે.

આ ઉપરાંત હવે કૃષિ-સાયન્સે-વીંડમીલ કે પવનચક્કી, વરાળથી ચાલતી ધરેડ, અનાજના દાણા અને ફોતરાં છુટાં પાડવાનું યંત્ર, પાણી ઉંચે ચડાવવાનું મીકેનીકલ યંત્ર, લોટ દળવાની ચક્કી, ફોતરાં ઝાટકવાનું યંત્ર વગેરે શોધ્યાં છે; માટે જે ખેડુત તે પૈકી જેનો ઉપયોગ સહેલાઇથી અને થોડે ખરચે કરી શકે તે તેમ કરે.

હવે આપણે મોલની ઉત્પન્ન બાબતનો વિચાર કરીએ. જેમ બને તેમ ઉંચાં બીજ વવાય તો જથ્થા અને ગુણમાં વધારે મોલ પાકે. આવા મોલો માટે કુવાનું પાણી જોઇએ. કુવાના પાણીની મદદથી ઢોરને ખાવાનું લીલું ઘાસ કે ડુંગળી, લસણ, રીંગણાં વગેરે પકવવામાં આવે તો તેથી ઓછી મહેનત અને વધારે ઉત્પન્ન થાય છે. પણ હિંદની ભૂમિમાં તો ઘઉં, કપાસ અને તમાકુ જેવા વધારે કીંમતી મોલો પકવાય તો સારૂં. જો કે ઘઉં અને કપાસના મોલ પકવવામાં અમુક પ્રકારના ગેરલાભ છે પણ તેની કીંમત અને પાક આ ખોટનું સાટું વાળી દે છે. ઘઉં એવે વખતે પાકે છે કે જ્યારે મજુરી બહુ મોંઘી હોય છે, અને તેથી અરધો મોલ તો મજુરી ખાઈ જાય છે. આ સંબંધમાં કહેવાનું કે સાંપ્રત સમયમાં મજુરીનું કાંઇ કહેવુંજ નહિ. બારે માસ અને બત્રીસે ઘડી હિંદમાં મજુરી તો મોંઘી રહેવાની; વળી ઘઉંનું ઉત્પન્ન મોંઘું પડે છે તો એવો બીજો કયો કિમતી મોલ છે કે જેની મજુરી ઓછી પડે? કિંમતી મોલોમાં શેરડી, મરી, બટાટાં ફળ-વૃક્ષોનો સમાવેશ થઇ શકે. સારાંશ એ કે કુવાના પાણીનો ઉપયોગ કરવામાં બે મુખ્ય વાત સ્મરણમાં રાખવી. એક તો એ કે બનતાં સુધી કિંમતી મોલો વાવવા. બીજી બાબત એ કે ખેતરને સારા ગુણવાળા ખાતરથી એવું ધરાવી દેવું કે તે વર્ષમાં એક કરતાં વધારે મોલો વારાફરતી આપે. કોઇ કોઇ વખત એવી સુચના કરવામાં આવે છે કે દરેક ખેડુતે દર માસે મોલ કુવાના પાણીથી ઉપજાવીને લણવા. આ સૂચના હિંદની ભૂમિ માટે હાલ તુરત તો અશક્ય લાગે છે. પણ શિયાળુ અને ચોમાસાના બે પાકો હાલમાં પ્રત્યેક ખેતરમાં તૈયાર થાય છે તેને બદલે કદાપિ વધારેમાં વધારે ત્રણ કે ચાર મોલો તૈયાર કરી શકાય.

## કૃષિનું અનુભવ-સિદ્ધજ્ઞાન.

કૃષિનું અનુભવસિદ્ધ જ્ઞાન ખેડુતને પોતાની પેદાશ વધારવાને માટે બહુ ઉપયોગી છે. તેના થોડાં દૃષ્ટાંત નીચે આપીએ. ચાલીશ વિઘાનાં આખાં ખેતરમાં ઘઉં કે તલનાં બીઆં રોપવાં તેના કરતાં ઉત્તમ પ્રકારના પૈષ્ટિક ખાતરથી તૈયાર કરેલા, તેના ઉપર એકવાર લોઢાનું હળ ફેરવેલા, અને તેમાં ઉત્કૃષ્ટ બી વાવેલા, અને કોશ કે પર્શ્યન વ્હીલથી નિયમિત અને જોઇએ તેટલું પાણી પાયેલા માત્ર વીશ જ વીઘાંનો ઉપયોગ કરવામાં આવે તો તેમાંથી ચાળીસ વીઘાંના પાક કરતાં ઓછામાં ઓછો બમણો મોલ તો અચુક ઉતરે. ચણાના બે મોલ વારા ફરતી ઉતારવા હોય તો એક મોલ ઉતરે કે તુરત તેમાં તે બીને ભાવતું ખાતર નાખીને ખેતરને ફરીથી લોઢાના હળ વડે ખેડી નાખવું. વળી ખેતરને લાકડાના હળથી ખેડવા કરતાં લોઢાના હળથી ખેડવાની ગોઠવણ કરવામાં આવે તો તેથી ખેતરમાં માટીનાં ઢેફાં સરસ રીતે ભાંગે અને સઘળી જમીન એકરૂપ એકરસ બને. તે ઉપરાંત તે ખેતરમાં નકામા છોડ કે મૂળીયાં મુદ્દલ રહે નહિ. આવાં નકામા છોડો અને જુનાં મોલના મૂળીઆં જમીનની અંદર રહેલા ભેજને ચુસી લે છે અને જમીનનાં અંદરનાં પડોને સૂકાં બનાવે છે. વળી જો ખેડુત વરસાદ પછી પોતાના ખેતરને હળ વડે ખેડી નાખે તો તે જમીન ઉપરનો ભેજ અંદર ઉતરે અને અંદરની જમીનનો એવો ગુણ હોય છે કે તે હમેશાં ભેજને સાચવી રાખે છે. પછી ખેડુત રોપણી અનુકુળતાએ કરે તેની ફિકર નહિ. જો ખેતરો સારી રીતે અને સારા સાધન વડે ખેડાય અને તેમાં સારૂં ખાતર બરાબર પુરાય તો ઓછે વરસાદે પણ સારા મોલ ઉતરે. સારી અને ફળદ્રુપ ખેડાણ જમીન બનાવવાની સુવર્ણ કુંચી એ છે કે યેન કેન પ્રકારેણ ગમે તે રસ્તે તે જમીનની અંદર પુરતો ભેજ મોકલવો. સૂર્યતાપ અને જળોદ્દભવિત ભેજ એ ઉભય પોષકતત્વો છે. પહેલું તત્વ જ્યારે અનાજનો છોડ જમીન બહાર નીકળે ત્યારે પોતાનું પોષણ કામ શરૂ કરે છે. બીજું તત્વ બીઆંમાં મળી તેમાંથી ઉપજાવેલા રોપાને જમીન બહાર કાઢે છે. એવું અનુભવવામાં આવ્યું છે કે ખરાબાની જમીનમાં જેટલો ભેજ રહી શકે તેટલાજ ભેજની મદદવડે કુવાના પાણીથી ભીંજાયેલી ખેડાણ જમીનમાં ઉત્તમ અને

સુંદર પાક ઉગે છે. કોઇ પણ ખેડાણ જમીનને ફળદ્રુપ બનાવવી હોય તો બે વાત ધ્યાનમાં રાખવી,—એક તો એકે જેમ બને તેમ ભેજ-સંચય જમીનના અંદરના ભાગમાં સચવાઇ રહે તેવી તજવીજ કરવી અને બીજી વાત એકે ખેતરમાં કોઈ પણ રીતે મોટા નાના ચીરાડા પડવા દેવા નહિ. કોઇ પણ ખેતર એવું નહી હોય કે જેની અંદરના ભાગમાં ક્યારી કે ક્યાસ બાંધેલાં નહીં હોય પણ ઘણાં ખેતર એવાં માલુમ પડશે કે જેના ખુણાની જમીન ઉપરથી વરસાદના પાણીનો ધોધ જોસબંધ વહેતો હોવાથી તેમાં પ્રથમ ચીરાડા પડે છે અને પછી રફતે રફતે તેટલો ભાગ અખેડાણ કે ખરાબો બને છે. તેનાં બે કારણો છે તે એ કે (૧) જે ખેતર ખેડુતની સ્વતંત્ર માલેકીનાં હોય તે ખેતરની એક ઇંચ જમીન અખેડાણ ન બનવી જોઇએ એવાતપર પ્રત્યેક ખેડુત પુરતું લક્ષ્ય બતાવેછે. (૨) જે ખેતર વીઘોટીથી બીજા ખાનગી માણસનું ખેડવા ખેડુતે રાખ્યું હોય તે ખેતરને તો તે ખેડુત ગામમાં રખડીને પેટ ભરતી દુઝણી ગાય જેવું ગણે છે. તેનું લક્ષ્ય તે જમીનમાંથી જેટલો મોલ ઉત્પન્ન થાય તેટલો ઉત્પન્ન કરવા તરફજ લાગેલું હોય છે. આવો સ્વાર્થી ખેડુત પારકા ખેતરમાં ખાતર શા માટે નાખે, તેને સારી રીતે શા માટે ખેડે અને તે ખેતરમાંથી વરસાદનું પાણી ખેતરની બહારના રસ્તાપર ઢળી ન જાય તેટલા માટે તેની આસપાસ માટી-પત્થરની મજબુત પાળ શા માટે બાંધે, અને ખેતરના જે ભાગમાં વરસાદના પાણીને લીધે મોટાનાના ચીરાડા પડયા હોય તેમાં પત્થર માટી પુરી તે જમીન સરખી બનાવી શા માટે ખેડેવારૂ ? આ વાત જે લેખક લખે છે તે જાતિ અનુભવની છે કારણ કે પોતે કાઠિયાવાડના એક નાનકડા જમીનદાર છે.

**ખેતીવાડીની સુધરેલી રીતો**—સધન ખેડુતે લોઢાના હળનો અને પર્શ્યન વ્હીલનો ઉપયોગ કરવો જોઇએ. આ ઉપરાંત બીજા ઘણાં સમય અને શારીરિક મહેનતનો બચાવ કરે તેવાં યંત્રો યોજાયાં અને શોધાયાં છે. તે બધાંનો કે થોડાંકનો ઉપયોગ કરવો તે ખેડુતની આર્થિક સ્થીતિ ઉપર આધાર રાખે છે, વગેરે વગેરે. ખેતરના મોલને અનેક શત્રુઓ હોય છે. તેમાં નાના જીવો, તીડો, ભુંડ વગેરે અગ્રસ્થાન ભોગવે છે. તે બધાને નિર્મૂળ કરવાનાં અથવા તેનું જોર ઓછું કરવાનાં સાધનોની પણ અત્યારે શોધો થઇ છે. જેમકે ઉંદરો પાંજરાવડે પકડાય છે, પીળી પુંછડીવાળાં જીવડાંનો ધ્વંસ પ્રકાશવાળા ફાનસથી થાય છે. તીડોના નાશ કરવાની યુક્તિ-પ્રયુક્તિઓના નિર્ણય બાબત The Indian Agricultural Research Institute-Committee હીંદી-કૃષિય-શોધખોળ કરનારી સંસ્થા ગંભીરતાપૂર્વક વિચાર ચલાવે છે. જારમાં જે અંગારો પડે છે તેના નાશ માટે દવાની શોધ થઇ છે. તે જોઇતી હોય તો આ ઇલાકાના એગ્રીકલ્ચરલ ડીપાર્ટમેન્ટ, પુના, લખવું, એટલે તે દવા સુચના સાથે તેના મુખ્ય અધિકારી મોકલી આપશે. તીડના નાશની દવા હિંદી કૃષિય શોધખોળ ખાતાએ શોધી કાઢી છે અને તેના ફતેહમંદ અખતરા પણ કરવામાં આવ્યા છે. આ બાબત દિલ્હી લખવું. આ ઉપરાંત મોલને ખાઇ જનારાં ઘણાં જીવડાં અને રોગો હોય છે—જેવા કે ઘઉમાં ગેરૂ-રીંગણીપર ઝાકળ-આ બધાનું જ્ઞાન દરેક ખેડુતને હોય છે અને તેના ઉપદ્રવમાંથી બચવા માટે પોતે પોતાથી બનતું કરે છે, પરંતુ પોતે અજાણ એટલે તેને આ સંબંધના સાયન્સના શોધોની માહિતિ હોતી નથી.

આ ઉપરાંત મુંબઇ ઇલાકાના છોડોના ભિન્ન ભિન્ન વ્યાધિસમૂહજાત-શાસ્ત્રીએ વ્યાધિ-ધ્વંસક ઉપાયના ચોપાનીયાં છપાવ્યાં છે તેનાં નામ નીચે પ્રમાણે છે—જેને આ બાબતનો ઉંડો અને સચોટ અભ્યાસ કરવો હોય તેણે નીચેને શીરનામે તેનું સાહિત્ય મંગાવવું.

*List of Leaflets on Diseases.*

1. Remedies for Koleroga Disease of Betelnuts. No. 13 of 1926.
2. Control of the Powdery Mildew of Grape. No. 6 of 1928.
3. Treatment of Gum-Disease of Mosambi plants. No. 8 of 1926.
4. Control of Grain Smut of Jowar. No. 13 of 1929.

5. Control of the Anthracnose of Grape. No. 1 of 1928.
6. Gontrol of the Red Rot of Sugarcane. 1928.
7. Mango Hoppers and Mildew and their Gontrol. No.......1930. (In press)
8. Grape Culture in Western India.

Bombay Dept. Agr. Bull No. 156 of 1928.

મળવાનું ઠેકાણું—*Plant Pathologist to Government of Bombay—POONA.*

સામાન્ય રીતે આખા જગતમાં અને ખાસ કરીને હિંદમાં મજુરીની બહુ ભારે અછત જણાય છે. અન્ય સુધરેલા દેશોએતો હવે યંત્રોનો ઉપયોગ કરવા માંડયો છે. આ બાબતમાં માત્ર હિંદજ પછાત છે. તે યંત્રોનાં નામ નીચે પ્રમાણે છે (૧) Drill એટલે પાણીદાર પોળાદવડે કાણાં પાડવાનું યંત્ર (૨) Chaff–cutters એટલે મોલ કાપનારૂં યંત્ર. (૩) Harrows એટલે જમીનને સરખી કરવાનું હથિયાર અથવા કળીયું અને (૪) લોટ દળવાની ચકી, (૫)ઘાસ કાપવાનું યંત્ર, વગેરે. આ બધાં યંત્રોનો ખેડુત વર્ગમાં બહોળો પ્રચાર કરવાની ફરજ સરકાર દરબારની ગણાય. સરકાર દરબાર વખતે વખતે પ્રયોગ, પ્રદર્શન, મેળા ( Demonstrations, Exhibitions and shows ) ભરી ખેડુતોમાં આ જ્ઞાન આપે છે તો ખરા પણ હજુ સુધી તેથી બહુ લાભ થયો હોય તેમ જણાતું નથી, સબબ કે ખેડુનો સામાન્યરીતે નિર્ધન હોય છે અને સધન હોય છે તે આવા સુધારાની બાબતમાં બેદરકાર રહે છે અને પોતાના વડવાની ધરેડમાં ચાલવાનું પસંદ કરે છે અને સરકાર પ્રાંતવાર અમુક સાહસિક ખેડુતોને આવાં યંત્રો અખતરા ખાતર મફત આપતાં અંચકાય છે. જો ખુદ સરકાર આ ઉપયોગી બાબતમાં જેવી જોઇએ તેવી ઉદારતા ન બતાવે તો રાજ્યો તો તેમાં શું કરે !

ખરો ખેડુત એ કહેવાય કે જે પોતાની ખેડાણ જમીનના ગુણો પારખે અને તેમાં વારા ફરતી કયા પાકો ફતેહમંદ રીતે ઉતરશે તે બાબત શોધી કાઢે. કૃષિ-ઉત્પન્ન-અભિવૃદ્ધિ માટે બીજી અગત્યની બાબત એ છે કે પોતાની જમીનને ભાવે તેવાં સારાં બીઆં ખેડુત પસંદ કરે અને તેને પોતાના ખેતરમાં રોપે. સારૂં ખાતર, સારાં બીઆં, સારૂં ખેડાણ, સારૂં નિંદણુ, અનુકુળ વર્ષાઋતુ, ખેડુત-શ્રમ, સૂર્યપ્રકાશ, મોલનાશાત્મક જીવોનો અભાવ આદિ તત્વોનો સુયોગ થાય ત્યારેજ લાણી પછી ખેડુતની કોઠી અનાજથી અથવા તેનું કોઠીયું કપાસથી ભરાય. ઘણીવાર એમ બને છે કે બિચારો ખેડુત પહેલો વરસાદ થાય એટલે હોંશે હોંશે ઉત્તમ અને કિંમતી બીઆં ખરીદીને તે બધાંને પોતાનાં ખેડેલા ખેતરમાં રોપી આવે છે, પણ પાછળથી વરસાદનો લાંબો ઉઘાડ નીકળે છે એટલે તે બળી જાય છે. એટલે ફરીથી વળી બીઆં રોપે છે. સરકાર દરબારની એ ફરજ છે કે પોતાના રેવિન્યુ અધિકારીદ્વારા સારાં બીઆંને લોકપ્રિય બનાવવાં. તેમ કરવામાં થોડો ખર્ચ તો થાય પણ સરકાર પણ ખેડુતની માફક જે વાવે તે ચક્રવૃદ્ધિવ્યાજ સાથે લણે. આ બધો પ્રયાસ ;અને પ્રચારકાર્ય વાવણીની ઋતુમાંજ થાયતો તે વધારે સફળીભૂત થાય. સરકારી જીલ્લાઓમાં દરેક ડીસ્ટ્રીકટ બોર્ડ અને દેશી રાજ્યમાં એગ્રીકલ્ચરલ ખાતું પ્રત્યેક પ્રાંત કે મહાલમાં સારાં બીઆંની એક ડીપો ખોલે અને તેને લગતું એક પ્રયોગ-ક્ષેત્ર ( Demonstrative–Farm ) તૈયાર કરી તેમાં ભિન્ન ભિન્ન બીઆં અખતરા તરીકે વાવે. પછી જ્યારે આ બધા છોડા ઉગે અને ખીલે ત્યારે દરેક ગામના બબ્બે ખેડુતોને સરકાર કે દરબારને ખરચે આમંત્રી આ બધું છોડપ્રદર્શન બતાવે તો અમને લાગે છે કે ઘણા ખેડુતો આ બીઆં ખરીદે અને પ્રથમ પોતાના ખેતરના એક બે ચાસમાં તે બીઆં અજમાયશ તરીકે વાવી જુએ અને તેના પરિણામનું અવલોકન કરે.

આ દેશના ખેડુતોમાં જો કે એગ્રીકલ્ચરલ સાયન્સ-વિકાસ અને શોધનું જ્ઞાન તો હોતું નથી પણ કુટુંબ-પરંપરા અને એકજ વિષયના લાંબા અનુભવથી તેમનામાં પ્રેરણા-બુદ્ધિ ( Instinct ) સતેજ હોય છે. દષ્ટાંત-ભાવનગર શહેરની પાસે આવેલાં કેટલાંક નાનાં ગામડાંઓએ પોતાનાં ખેતરમાં કુવા ખોદીને તેને શાકની વાડીમાં ફેરવી નાંખ્યાં છે, જેમાં તેઓ શાકભાજી પકવે છે. તેઓ જાર-બાજરી, ગુવાર, મગ, ચણા, અડદ વગેરે અનાજ પકવે છે ખરા પણ તેનું સઘળું લક્ષ્ય પેલી શાકની વાડીઓ તરફજ રહે છે. તેનું મુખ્ય

કારણે એ છે કે ભાવનગર શહેર ખાવા-પીવામાં વિલાસી છે અને તેને સારાં શાકના મોટા જથ્થાની બહુ જરૂર હોય છે. આ વાત પેલા ગામડાના ખેડુતો પ્રેરણાબુદ્ધિથી જાણી ગયા છે, એટલે દરરોજ પ્રાતઃકાળમાં શાકનાં ગાડાં ભરીને તેઓ ભાવનગર જાય અને ખોબો ભરાય એટલા રૂપીઆ લઇને બપોરના બાર વાગતા પહેલાં પાછા ઘરે આવતા રહે. પોતાના મોલના વેચાણની સારી અને ફાયદાકારક માર્કિટ ક્યાં છે તે વાત ખેડુતો જાણતા નથી એમ નથી. માત્ર પોતે ભોળા અને અભણ હોય છે, અને માલ લેનાર એજન્ટ કે શેઠ ભણેલા અને પાકા ( ખંધા કેમ કહેવાય ? ) હોય છે એટલે ખેડુતો પોતાનો માલ વેચતી વખતે કિંમત અને તોલ એ બન્નેમાં ખૂબ છેતરાય છે. આ કારણથી ઉંચા કપાસનું એક ગાડું ભરી પાસેના શહેરમાં વેચવા જનાર ખેડુત મહેસુલી અમલદાર સાહેબની ઓફીસમાં તગાવી લેવા જનાર ખેડુતની માફક પોતાની કોથળીમાં માત્ર અરધાં નાણાં લઇનેજ ઘેર પાછો ફરે છે. આવી છેતરપીંડી ન થાય માટેજ કો-ઓપરેટીવ સોસાયટી અને ફ્રીડરેશનની સ્થાપનાની જરૂર રહે છે. આ ઉપરથી આ વાત સિદ્ધ થાય છે કે ચકોર ખેડુતવર્ગ પોતાના માલના ફાયદાકારક ગ્રાહક થનારી પાસેની માર્કિટ લક્ષ્યમાં રાખીનેજ પોતાના ખેતરોમાં મોલ ઉભા કરે છે. દરેક ચીજ માફક ખેતીવાડીના ઉત્પન્નના વેચાણમાં આંધળીયાં કરીને પડવાથી કાંઇ લાભ થાય નહિ.

આ દેશના બધા ખેડુતો સામાન્યરીતે એવી કડવી ફરિયાદ કરે છે કે જેમ અમને મજુરીની અછત છે તેમ અમને જોઇએ તેટલું સારૂં અને પુષ્કળ ખાતર મળી શકતું નથી. આસપાસના સાંપ્રત સમયમાં નવા ઉભા થયેલા સંયોગોના અજ્ઞાનનું આ કારણ છે. પૂર્વકાળમાં ખેડુતના બાપદાદાઓને જોઇએ તેટલું અને સારૂં ખાતર વિના મૂલ્યે મળતું હતું એટલે તે સત્યયુગના સુખને ધ્યાનમાં રાખીને આ હડહડતા કળિયુગમાં કોઇ ખેડુત આવી ફરિયાદ કરે તે સ્વાભાવિક છે. હવે તો નજીવી ચીજની પણ કિંમત બેસે છે તો ખાતર જેવા ઉપયોગી પદાર્થની નાની મોટી કિંમત હોવી જોઇએ. વળી તેમના વડવાઓને જોઇએ ત્યારે છાણ મુતર મિશ્રિત પુષ્કળ ખાતર તકલીફ લીધા વિના મળતું તેથી તેઓને પોતાના ઘરનાં છાણ મુતરનો સંચય કરી તેનું શુદ્ધ ખાતર બનાવવાનું સૂઝેલું નહિ. હવે તો યુગ બદલાયો છે. એટલે દરેક ખેડુતે છાણનું એક પોચકું પણ નકામું જવા ન દેવું જોઇએ. છાણાં થાપવાં બંધ કરવાં જોઇએ. હવે, ત્યારે બળતણ ક્યાંથી લાવવું તે પ્રશ્ન ઉપસ્થિત થાય તો તેનો ઉત્તર એ કે પોતાના ખેતરના ખરાબા અને અખેડાણ જમીન અને બની શકે તો ખેતરની ચારે બાજુની કોરપર અને ચરાણ કે તેવી સર્વ સામાન્ય જંગલની જમીનપર બાવળ, ઇમારતી લાકડાં વગેરે વાવવાં જોઇએ, એટલે અમુક વખતે આખા ગામને પુરૂં થાય તેટલું લાકડાનું બળતણ ઉત્પન્ન થશે. વળી કેટલાંક ગામડાંના પાદરમાં નાનીમોટી બાવળ વગેરે ચીકણાં ઝાડોની ઝાડી હોય છે.

ખેડુત જો બરાબર સમજે તો તેને મન છાણ એ સોનાની ખાણ છે. જેવી રીતે ખેતરના ખાતર માટે ખેડુતો ધન આપીને પોતાના ખેતરમાં કેટલાક દિવસ સુધી લાગલાગટ ઘેટાં-બકરાં બેસાડે છે, તેવીજ રીતે ગામના બધા ખેડુતોએ પ્રત્યેક ખેતરમાં એક વિશાળ ઝુંપડું બાંધવું અને તેમાં ગામનાં બધાં ઢોરો અને ખાસ કરીને બળદોને નવરાશની મોસમમાં બાંધવા અને આ રીતે તેનું બધું છાણ ભેગું કરવું. દરેક ખેતરને આ કામ માટે કેટલા દિવસ આપવા તે ગામપંચે પહેલેથી નક્કી કરવું. વળી કોલસાની કંપની જો તે કદાપિ ખેડુતવર્ગને સહાય કરવામાં રસ લેતી હોય તો તે દરેક ગામમાં છાણાંને બદલે કોલસાનું બળતણ દાખલ કરાવી શકે અને તે સાથે ક્રીમ બનાવનાર કંપની પણ છાણાંને બદલે લાકડાંથી ઘી બનાવવાનું કામ ખેડુત સ્ત્રીઓને શીખવી શકે. જો સરકાર-દરબાર પોતાના ખેતરની નકામી જમીનમાં વૃક્ષારોપણ કરનાર ખેડુતને મહેસુલ-વીઘોટીની કુલ રકમમાં ઉત્તેજનાર્થે થોડીક છૂટ મુકે તો ખેડુતવર્ગ જરૂર ઝાડ વાવવાનું કામ માથે લે. જો સરકાર-દરબાર ધારે તો છાણાં થાપવાનાં હાનિકારક રિવાજને પ્રચાર-કાર્યથી તદ્દન નાબૂદ કરી શકે. વડોદરા રાજ્યે ગયે વરસે ગ્રામ્ય-પુનર્રચનાની ગંજાવર યોજના હાથ ધરાને મોટે ખરચે અમલમાં મુકી છે. મ. દિવાન સાહેબ તે ખાતાના ઉપરી અમલદાર છે; તેમણે પોતાના રાજ્યમાં વૃક્ષારોપણ અને કૂપ-ખનનના બે ઉપયોગી વિષયો હાથ ધર્યા છે, અને તેઓ પોતે લેખકને કહે છે કે તેઓ પોતાના આ પ્રયાસમાં કેટલેક

અંશે ફતેહમંદ થયા છે. તેમનું આ કથન આ વાત પુરવાર કરે છે કે સરકાર કે દરબાર માબાપ ધારે તો કૃષિ-વૃદ્ધિના દરેક અંગ કે તત્વમાં લગભગ નેવું ટકા ફત્તેહ મેળવી શકે.

સામાન્ય રીતે ખેડુત-સ્ત્રી પોતાનો કચરો-પુંજો પોતાના ઘર આગળ થયેલા ઉકરડામાં નાંખે છે. આનું પરિણામ એ આવે છે તેમાંથી નીકળતી બદબો આસપાસ પાડોશમાં પ્રસરે છે, ચોમાસામાં તેમાંનો રસકસ ધોવાઈ જાય છે અને સૂર્યના તાપથી શુષ્ક બને છે; પણ તેમ ન કરતાં જો દરેક ખેડુત પોતાના સઘળા કચરા-પુંજાને પોતે તૈયાર કરેલા ખાતરના ખાડામાં નાખે અને આગળ બતાવેલી તે ખાતર તૈયાર કરવાની રીતને અનુસરે તો વગર પૈસે અને ઓછી મહેનતે તેને ઘણું અને સારૂં ખાતર મળે.

સારાંશ એ કે સાંપ્રત સમયના ખેડુતવર્ગે હવે પોતાની કૃષિ-પદ્ધતિમાં યોગ્ય અને સમયાનુકુળ ફેરફાર કરવો જોઇએ. તેને અંગ્રેજીમાં કહીએ તો " The Policy of every farmer should be directed to changing the system of farming from extensive to intensive cultivation" અર્થ:-પ્રત્યેક ખેડુતે હવે ખેતીવાડીના કામમાં એવી પોલીસી ગ્રહણ કરવી કે હમેશાં ઉત્પન્નના જથા (quantity) ના કરતાં તેના ગુણ ( quality ) ઉપર વિશેષ ધ્યાન રહે. સ્પષ્ટિકરણ-કોઈ ખેડુત પોતાના બે બળદ વડે કદાપિ ૪૦-૫૦ વીઘા જમીન ખેડતો હોય અને તેટલી જમીન ખેડીને તેમાં મોલ વાવી અને તે લણવાની તેનામાં બરાબર શક્તિ ન હોય તો તેણે તેથી અરધી જમીનને ખેડી અને તેમાં પાક ઉતારી સંતોષ માનવો. બાવળ સાથે બાથ ભીડીએ તો જરૂર શરીરમાં કાંટા ભોંકાય.

**બળદ-અશ્વનો ઉછેર અને તેનો વિકાસ**—આ દેશમાં મારવાડીઓ પ્રત્યેક વર્ષમાં દિવાળી પછી વાછરડા-વાછરડી-બળદો વગેરે ખેતીને ઉપયોગી ઢોરોનાં ધાડાં ને ધાડાં લઇને ગુજરાત અને કાઠિયાવાડમાં ઉતરી પડે છે, અને સાધારણ કિંમતે તે ત્યાંના ખેડુતોને ઢોરો વેચે છે. જેવી રીતે અનાજ વગેરે સંઘરવાની મોસમ પ્રતિવર્ષ આવે છે, અને લોકો બાર માસનું અનાજ-કઠોળ વગેરે વેચાતું લઇને પોતાના ઘરના કોઠારમાં ભરી રાખે છે, તેવી રીતે આ ઢોરો વેચવાની મોસમમાં ખેડુત પોતાના ભાવિ ઉપયોગ માટે વાછરડા વાછરડી ખરીદી લે છે. આ પદ્ધતિનો લાભ એ છે કે સંખ્યાબંધ વાછરડા-વાછરડી આવે. માટે તેમાં સારા બાળ-ઢોરની પસંદગી થઇ શકે છે. બીજો લાભ એ કે એક ઉત્તમ અને મજબૂત યુવાન બળદના જે ઓછામાં ઓછા સો-દોઢસો રૂપીઆ બેસે તેને બદલે વાછરડાની બહુ જુજ કિંમત બેસે છે. કોઇ એમ કહે કે હિંદનો ખેડુત પોતાનું હિત બરાબર સમજતો નથી એ વાત તદન જુઠી છે. બુદ્ધિ અને ખેતીવાડીની કરામતમાં અને ઉદ્યોગમાં હિંદ ખેડુત દુનીયાના બીજા કોઇ પણ ખેડુત કરતાં કોઇ પણ રીતે ઉતરતો નથી. પણ અસાધારણ દેવું, ભારે વિઘોટી, કુસંપ, પરસ્પર ઈર્ષ્યાદિના હિમાલય પર્વત જેવા ચિંતા-સમુચ્ચયના અસહ્ય ભાર નીચે સદાકાળ દબાયેલા હિંદ ખેડુતની બુદ્ધિ મૂઢ બને છે અને તેથી આફત વખતે શું કરવું તેની તેને સત્વર સૂઝ પડતી નથી. પૂર્વોક્ત બાબત આપણે સાક્ષાત્ દૃષ્ટાંતથી સિદ્ધ કરીએ. જુઓ એક સુંદર અને મજબૂત વાછરડો માત્ર ૧૦ રૂપીએ કોઇ ખેડુત ખરીદે; પછી તેને પોતાનાં બચ્ચાંની માફક પાળીપોષીને મોટો કરે. આ પોષણના કામમાં પોતે જાતે ખેડુત એટલે તેને એક પાઈ પણ બેસે નહીં અને તેની દેખરેખ કે માવજત માટે વિશેષ મહેનત પણ લેવી પડે નહિ. હવે તે વાછરડો જ્યારે સારો સુશોભિત બળદ બને ત્યારે તેની કિંમત પોતાના ગામના બજારમાં રૂપીઆ ૧૫૦ અંકાય. હવે રૂપીઆ ૧૦ ની થાપણના બીજા ખર્ચ વીના વ્યાજમુદ્દલ રૂપે પાંચ-સાત વર્ષમાં રૂપીઆ દોઢસો થાય તો તેનું શું વ્યાજ પરવડે તે કોઈ ગણિતશાસ્ત્રી શોધી કાઢે. કહો, ત્યારે અમારા દેશનો ખેડુત મૂઢ બુદ્ધિનો જન્મથી છે એ વાત કોણ માને? જો કદાપિ અમારો ખેડુત જન્મથીજ મૂઢ હોય તો મનુના જન્મથી કૃષિ-ઉત્પન્ન વડે આખા દેશને તો નહિ પણ સમસ્ત વિશ્વને થોડે ઘણે અંશે પોષે છે તે કેમ બને? એક ગામમાં આવા દશ-વીશ બળદ તૈયાર થાય તો આખા પ્રાંતની તેવા બળદોની સંખ્યાનો પાર રહે નહિ અને કોઇ પ્રાંતમાં સંખ્યાબંધ આવા ઉછેરેલા બળદો હોય તો તે પ્રાંતની ખેતીમાં ઘણો વધારો થાય.

આ ઉપરથી સમજાશે કે પ્રાંત-કૃષિ-વિકાસ માટે સારા અને પુષ્ટ બળદરૂપી સાધન એ મુખ્ય અગત્યનું સાધન છે. હવે આ કામ શી રીતે થાય તેનો આપણે ગંભીરતાથી વિચાર કરીએ. આપણે બળદ ઉછેરવાની એક રીત તો જાણી અને તેનો ઉપર ઉલ્લેખ પણ કીધો. હવે તે વિકાસની બીજી રીત પણ છે તે એ કે પ્રત્યેક પ્રાંતમાં થોડાક ઉત્તમ લોહી અને વીર્યવાળા સાંઢો પ્રાંત-પંચાયતના ખર્ચે પાળવા. જો બની શકે તો ગરગાંવ પ્રાંતની માફક ઉંચ પ્રતિના હીઝાર નામથી સુપ્રસિદ્ધ થયેલા સાંઢો ખરીદવા. માત્ર હીઝાર-સાંઢ ખરીદવા એવું કાંઇ નથી. આપણા દેશમાં અને ખાસ કરીને કાઠિયાવાડમાં એવા તો મજબૂત સાંઢો હોય છે કે જો કદાપિ તે એક વખત બરાડે તો બાદશાહને પણ ધ્રુજાવે. સાર એ કે દેશના ગમે તે ભાગમાંથી સારામાં સારા બે ત્રણ સાંઢડા ખરીદવા અને તે પ્રાંત કે મહાલના હેડકવાટરમાં રાખવા. ખરી રીતે કહીએ તો જો આ બધું કામ સરકાર-દરબાર પોતે કરે તો તે વધારે સારૂં થાય, કારણકે સરકાર-દરબાર એ હમેશાં સાધન-સંપન્ન હોય છે. ભલે તે તેવા સાંઢવડે ગાયને એક વખત ફાયણુ થાય તે બદલ જુઝ પી લે. આમ થાય તો ગ્રામ્ય-પંચાયતને આ બાબતની બધી ઉપાધિ મટી જાય. આવા સાંઢની ઓલાદરૂપે જે વાછરડા કે વાછરડી જન્મે અને વૃદ્ધિગંત થાય તેના સૌંદર્ય અને બળની શી વાત કરવી? પ્રત્યેક ગામમાં ૨૦૦ કામદુધા ગાય--જૂથ અને તેટલો સુંદર મજબૂત બળદ-સમૂહ હોય અને બીજા સંયોગો અનુકૂળ હોય તો તે ગામ પાંચ વર્ષમાં સ્વર્ગસમાન બને. સરકાર-દરબારની એવી ફરજ છે કે દરેક પ્રાંતમાં એક પ્રયોગ-ક્ષેત્ર સ્થાપવું અને તેમાં વાછરડા અને અશ્વ ઉછેરનું કામ વેટીરિનરી સાયન્સની સહાયથી કરવું. આવા તૈયાર થયેલા બળદો વગેરે રોકડે અથવા તગાવીવડે લોકોને વેચવા. આવા ક્ષેત્રના ઉપરી અમલદાર આ સીધા કામ ઉપરાંત ખેડુતોના ચરાણને કેમ ખેડવું અને તેમાં કેવું ઘાસ વાવવું અને ખેડુત પાસે જે નાનાં વાછરડા-વાછરડી હોય તેને સારી રીતે અને શાસ્ત્રીય પદ્ધતિથી કેમ ઉછેરવાં તે બાબત દેખરેખ રાખે અને યોગ્ય સૂચના આપે. ખેતીવાડીના કામમાં જ્યાં સુધી સરકાર-દરબાર નાણાં વગેરેની સારી અને વખતસરની સહાય ન આપે ત્યાં સુધી ખેતીનું કામ બરાબર થાય નહિ.

સરકાર-દરબાર દર વરસે ગામડાંનાં ઢોરોનું સેન્સસ કરાવે છે તે સાથે જો સાંઢોનું સેન્સસ કરાવે તો તેથી દરેક પ્રાંતમાં સાંઢની જોઇતી સંખ્યામાં કેટલો વધારો ઘટાડો છે તેની ખબર પડે અને તે પછી સરકાર નવા સાંઢ ખરીદવાની મંજુરી આપે. ગામડાંમાં જે ચરાણ હોય અને તે ન હોય તો તેવું એક જે ચરાણ તૈયાર થાય તેમાં આ સાંઢો સુખરૂપે ચરે અને મોજ કરે. આથી સરકાર કે ગામ કે પ્રાંતને આ બાબતમાં કાંઇ વિશેષ ખર્ચ થાય નહિ. સરકાર વખતો વખત ઢોરોનું પ્રદર્શન ભરે છે અને ઉત્કૃષ્ટ ઢોરનું ઇનામ આપે છે. આ ખેડુતને તેના ઢોર-ઉછેર માટે ઉત્તેજન આપવાની રીત છે અને તે સારી છે, પણ તેમાં જે જે ખેડુત પોતાના ઢોરના પાલણપોષણ માટે ઉત્તમ પ્રકારની કડબ વગેરે ઘાસનો સંચય રાખે તેને કાં તો સારૂં ઇનામ આપવામાં આવે અથવા તેની વિઘોટી દરમાં ઘટાડો કરવામાં આવે તો ઢોરોને દુષ્કાળના વર્ષમાં પોતાના ઘાસ-ચારા માટે જે મહા વેદના ભોગવવી પડે છે તે ઘણે અંશે દૂર થાય.

હવે આપણે સારાં અને નબળાં ઢોરો રાખવાના લાભાલાભનો વિચાર કરીએ. જો કોઈ ખેડુત બધાં મળીને દસ નબળાં ઢોર રાખે તેના કરતાં જો તે પાંચ સારાં ઢોર રાખે, તો તે સંખ્યાને બમણો ઘાસ ચારો મળે અને ગાયો ભેંસો તેથી વધારે દૂધ આપે અને બળદો વધારે ખેતી કરે. ઢોર સબળ હોય કે નિર્બળ હોય પણ નબળા ઢોરને સબળ ઢોરના જેટલું ખાવા પીવાનું જોઇએ છીએ અને તેનો પુરતો બદલો તે ઢોર આપી શકે નહિ માટે તે ખેડુતને ભાર અને આફત રૂપ નીવડે છે.

ગ્રામ્ય-અભ્યુદયની સુંદર યોજના જો બરાબર સફળીભૂત કરવી હોય તો ડીસ્ટ્રીકટ-બોર્ડ, એગ્રીકલ્ચર ડિપાર્ટમેન્ટ અને વેટીરીનરી ખાતાનો સુસંયોગ થવો જોઇએ. ત્રણે ખાતાં સાથે મળીને એક બીજાના કામમાં સહાનુભૂતિ અને પરસ્પર સહાય આપે તો પ્રાંત કે દેશની ખેતીને ભારે લાભ થાય. જ્યાં નહેરો હોય ત્યાં ઈરીગેશન ડિપાર્ટમેન્ટ અને એન્જીનીયરીંગ ડિપાર્ટમેન્ટની સહાય અને સહાનુભૂતિની પણ જરૂર પડે છે. અનાજ કે ઢોરનું વેચાણ લાભકારક કરવા માટે વેપાર-ઉદ્યોગ ખાતાની મદદની જરૂર પડે છે. આ

ગ્રામ્ય-પુનર્ઘટનાના શુભ અને હિતકર કાર્યમાં પૂર્વોક્ત બધાં ખાતાં અને કોઓપરેટીવ સોસાયટી, ક્રેડીટ બેંક, મોર્ટગેજ બેંક આદિ વિવિધ સંસ્થાઓ એક બીજાં સાથે સહાનુભૂતિ અને પરસ્પર સહાય અને સમાક રૂપી સુવર્ણમય કડીઓથી જોડાયેલી હોવી જોઇએ. આ બધાં ખાતાં અને સંસ્થાઓ-સરકારી કે ખાનગી-પૈકી કોઇ પણ એક ખાતું કાંઇ આ કામમાં સો ટકા ફાળો આપતું નથી પણ પ્રત્યેકના ફાળાના જે થોડા ટકા આવે તેનો કુલ સરવાળો સો થાય છે. આ વાત આપણે ઉપર કહી ગયા કે સારા સાંઢ ખરીદવાની અને Cattle-show કે ઢોર-મેળા ભરવાની કેટલી મોટી જરૂરીયાત છે. તે સાથે દરેક પ્રાંતમાં ઢોરના વ્યાધિ-સમૂહના ઉપદ્રવનો અટકાવ કરવા માટે અને ઘોડા વગેરેને ખાસી કરવા માટે એકેક વેટીરીનરી હોસ્પીટલની આવશ્યકતા છે. સરકારે આવી ગોઠવણ તો ક્યારનીએ કરી છે પણ અનુભવ અને તે ખાતાના વાર્ષિક રિપોર્ટોના સૂક્ષ્મ અવલોકન પરથી જણાય છે કે તે પશુ-દવાખાનાંઓનો અનુપમ લાભ લોકો અને ખાસ કરીને ખેડુતો લેતા થયા નથી.

વેટીરીનરી-સાયન્સના મત પ્રમાણે જો કદાપિ નબળાં ઢોરોને ખાસી કરવામાં આવે તો તે મજબૂત બને છે. આ વાત સાદી સમજથી પણ સમજાય તેવી છે, કારણ કે વૃષણ-દ્વય એ વીર્યનો ભંડાર છે. હવે જો કોઇ પણ વિધિ કે ઓપરેશનથી એવી વ્યવસ્થા થાય કે જે વીર્ય પ્રાણિ-શરીરમાં સ્વભાવિક રીતે ઉત્પન્ન થાય તેનો વ્યય થતો બંધ થાય તો તે પ્રાણી સ્વતઃ બળવાન બને. માનુષિક નબળાઇનાં અનેક કારણોમાં ધાતુ-સ્રાવ એ તેનું મુખ્ય કારણ છે એમ આયુર્વેદ માને છે અને તે વેદ દેવાંશી અને ત્રિકાળદર્શી ઋષિ-મુનીવૃંદ-પ્રણિત છે માટે જે તે વેદ કહે કે કરે તે હમેશાં સાચું અને હિતકર હોવું જોઇએ. પ્રાણિ-શરીર રચનાની આવી ખાસ ખાસીયત ( Characterestic ) નો ઉંડો અભ્યાસ કરીને અમેરિકાના એક અર્વાચીન અને સુપ્રસિદ્ધ દાકતરે હમણાં એવી શોધ બહાર પાડી છે કે જો મનુષ્યપ્રાણિના શરીરમાં હોરમોન નામનું ગ્લાંડ છે તેને દાકતરી છેદનપદ્ધતિ દ્વારા કાઢી નાખવામાં આવે તો મનુષ્ય અશ્વ જેવું બળવાન બને. એવું કહેવામાં આવે છે કે ઘણા પ્રયોગોથી આ વાત સિદ્ધ પણ થઇ ચુકી છે. બાકી તાજેતરમાં ઈંદોરના એક કરોડાધિપતિ અને વયોવૃદ્ધ શેઠે ડૉક્ટર વૉર્નોફ પાસે પોતાના અને પોતાની સ્ત્રીના શરીર ઉપર Monkey gland નું અધ્યારોપણ લાખો રૂપીઆને ખરચે કરાવ્યું તે વાત અત્યારે જગજાહેર છે.

પશ્ચિમના સુધરેલા દેશો કે જેના લોકો માંસાહારી છે અને જેમને ધર્મનો બાધ નથી આવતો તે દેશોમાં ગાય, બળદ અને અશ્વના ઉછેર સાથે કુકડા-કુકડીના ઉછેરનું Poultry-developing કામ પણ ચાલે છે અને તેથી તે દેશોને સારો લાભ પણ થયો છે. હિંદમાં એવી બાબત છે કે ખેડુતોને ઘોડાઓની બહુ જરૂર રહેતી નથી. એક ગામથી બીજે ગામ જવા પ્રથમ ખેડુત એકાદ ટટ્ટુ રાખતો, પણ હવે તો સ્થળે સ્થળે મોટરો દોડવાથી તે વાત બંધ રહી લાગે છે. પાશ્ચિમાત્ય દેશોની માફક હિંદમાં ખેતીવાડી માટે ઘોડાનો ઉપયોગ થતો નથી. વળી કોઇ હિંદી ખેડુતના ઘરના આંગણામાં મુસલમાન કે પારસી કોમની માફક કોઇ દિવસ કુકડા પાળવા માટે પાંજરૂં જોવામાં આવશે નહિ. તેનું મુખ્ય કારણ તો એ છે કે તે ખેડુતવર્ગ અન્નાહારી અને ધર્મિષ્ટ છે, તો પછી આવો ખેડુત કુકડાનાં બચ્ચાં કે તેનું માંસ માર્કિટમાં વેચવા શી રીતે જાય ? ધર્મના આવા બાધને લીધે કોઇ હિંદુ વેપારી સામાન્ય રીતે ચાંમડાં તૈયાર કરાવવાનો અને તેને પરદેશ ચડાવવાનો ધંધો કરતો નથી, જો કે તે વેપારમાં પુષ્કળ દ્રવ્ય મળે છે.

**ચરાણ-વિકાસ**—ખેતીવાડીમાં પશુ-ધન એ મોટામાં મોટી વસ્તુ છે. મનુષ્ય માફક ઢોરોને પણ પોતાના જીવનવ્યવ્હાર માટે જળ અને આહાર, પ્રકાશ અને હવાની જરૂર પડે છે. તેમાં છેલ્લાં બે તત્વો તો પ્રભુ, મનુષ્ય અને અન્ય પ્રાણિને વિના મુલ્ય અર્પે છે. સાંપ્રત સમયમાં જળ-અને ચારાના પૈસા બેસે છે. જળ અને ચારા વિના પશુ લાંબો વખત સમય જીવી શકે નહિ. હિંદના જન્મથી આજ સુધી જેટલા દુકાળ આદેશમાં પડયા તેનું બારીક અવલોકન કરવાથી આ વાત બહાર આવે છે કે હિંદમાં સરાસરી દશ બાર વર્ષે એક નાનો મોટો દુકાળ પડે છે, અને સો વરસે છપ્પનીઆ દુષ્કાળ જેવો મહા ત્રાસદાયક અને નાશાત્મક અનાવૃતિ-સમય આવે છે અને તેમાં લાખો માણસો અને ઢોરોનો નાશ થાય છે. આ

ઉપરથી એમ સમજાશે કે ઢોરોના ચારા માટે યોગ્ય અને અનુકુળ વ્યવસ્થા થવી જોઇએ. ઢોરને ખેડુતના ઘરમાં ગમે તેવો સારો અને સુખકર ઘાસચારો આપવામાં આવે પણ જ્યાં સુધી ઢોર ખુલ્લી અને ખુશનુમા હવામાં અને સુંદર સૂર્ય પ્રકાશમાં ફરતું ફરતું ચરાણપ્રદેશમાં આનંદથી ચરે નહિ અને યથેચ્છ આહાર કરે નહિ ત્યાં સુધી તે ધરાય નહિ. તે માટે દરેક ગામમાં ચરાણ જમીનની જરૂર છે એટલુંજ નહિ પણ-ખરાબ વરસમાં ઢોરોને પુષ્કળ ઘાસ ચારો સહેલાઇથી મળી શકે તે માટે દરેક ગામમાં કડબ અને સૂકાંઘાસની ગંજીઓ ખડી કરવી જોઇએ. તે ગંજીનું ઘાસ ચોમાસામાં ભીંજાઇ બગડે નહિ માટે તે ઉપર ઘાસનું છાજ કરી રાખવું. કેટલાંક દેશી રાજ્યો અને હિંદની પ્રાંતિક સરકારો દરેક પ્રાંતના હેડ ક્વાર્ટરમાં ઘાસ ચારાના મોટા જથ્થાની ગંજીઓ તૈયાર કરાવે છે અને તેના પર પતરાનાં મજબૂત છાપરાં કરાવે છે. તે ઘાસ સરકાર કે દરબારનું ઘાસખાતું બહુ ઝુઝ કિંમતે દુઃખી ખેડુતને વેચે છે. ઘાસ ચારાના સંગ્રહ માટેના ખાનગી પ્રયાસને ઉત્તેજન મળે તે માટે એવો પ્રબંધ કરવો જોઇએ કે જે ખેડુત ઉત્તમ ઘાસચારાનીગંજી બનાવે તેની જમીનમહેસુલમાં સરકાર ઓછો વિઘોટી દર લેશે; અથવા તેમ ન બને તો તેને સારૂં ઇનામ કે ચાંદ આપવો જોઇએ.

જ્યારે જ્યારે ટેકરીઓ ઉપર જંગલો બનાવવાની દરખાસ્ત બહાર પડે છે ત્યારે લોકો એવી ફરીયાદ કરે છે કે અમારાં ઢોર હવે ક્યાં ચરશે ? તેનો ઉત્તર નીચે પ્રમાણે છે-જો ખેતીના કામનો આધાર ખેતરના વિસ્તારપર નહિ પણ પાકના ગુણ ઉપર રાખવામાં આવે એટલે if the cultivativation be intensive and not extensive તો ખેતરની કોર પાસેનો અમુક ભાગ ખેતી વગરનો રહેશે. તે ભાગમાં સુખેથી ઘાસ ઉગાડી શકાય. વળી ટેકરીના થોડા ભાગપર પ્રથમ ઝાડો વાવવામાં આવશે એટલે જ્યાં સુધી આખી ટેકરીપર જંગલ ઉગે ત્યાં સુધી તે ટેકરીના કેટલાક ઘાસવાળા ભાગમાં ગામનાં ઢોરો ચરી શકશે. જ્યારે આખી ટેકરીપર જંગલ ઉગશે ત્યારે ત્યાં આગળ ઝાડોની વચ્ચે વચ્ચે પુષ્કળ ઘાસ ઉગશે તે કાપીને ઢોરના ઉપયોગમાં લઇ શકાય. વળી તે જંગલના એક ભાગને વાડથી આંતરીને માત્ર ચરાણ તરીકે જ અલગ રાખવાની ખાસ ગોઠવણ કરી શકાય. દરમ્યાનમાં જો તે ગામની સીમમાં બીજે સ્થળે તે ગામના ઢોરોને બાર માસ પુરૂં પાડે તેવું ચરાણ સ્થળ તૈયાર હશે અથવા તે તૈયાર કરવામાં આવશે તો આખી ટેકરીનો જંગલ માટે જ ઉપયોગ કરવામાં આવશે. આ ઉપરની હકીકત પરથી જણાશે કે ટેકરીપર જંગલ ઉભાં કરવાથી ખેડુતનાં ઢોરોને કાંઇ ઘાસ ચારાની હરકત આવશે નહિ. ઉલટું ગ્રામ્ય પ્રદેશની અનેક નાની નાની ટેકરીપર ઘીચ ઝાડીઓ હોવાથી તે પ્રદેશને સારા અને પુષ્કળ વરસાદનો અસાધારણ લાભ મળશે. વળી તે ઝાડીમાં ઉગેલાં ઇમારત વગેરે ઉપયોગી જાતનાં લાકડાં કાપવાની મોસમમાં પાસેના ગામના લોકોને પુષ્કળ મજુરી મળશે. જો કદાપિ એવો સમય આવે કે આવાં આવાં નાનાં ઝાડી જંગલ, પરસ્પર-સહાયક મંડળ અથવા ખાનગી કંપની દ્વારા તૈયાર કરવામાં આવે તો તેમાં ઉગેલાં ઇમારતી લાકડાંના વેચાણમાંથી સારો ફાયદો લોકોને જ મળશે.

જો કદાપિ થોડી ખેડાણ જમીનમાં પણ સરસ પાક થાય એ દૃષ્ટિથી એટલે on the principle of intensification of cultivation, ખેડુતવર્ગ પોતાની ખેતીવાડી કરવાની પદ્ધતિ ગ્રહણ કરે તો તેનું એક પરિણામ એ આવે કે અખેડાણ અને ખરાબાની જમીન ઉપરાંત કેટલીક ખેડાણ જમીન પણ નવરી પડશે. આ જમીનમાં ઘાસ ચારો વાવવાનું પસંદ કરવામાં આવે તો તેથી પોતાનાં ઢોરોને એક વર્ષ ચાલે તેટલો ઘાસ ચારો પ્રત્યેક ખેડુત ઉગાવી શકે. તે ફાલતુ જમીન કાયમ માટે પાકવીનાની રાખવાનું અમુક કારણોને લીધે મોકુફ રાખવા નિશ્ચય થાય તો તેમાં ઘાસ ચારા ઉપરાંત ઇમારતી ઝાડ બાવળ વગેરે લાંકડાંનાં ઝાડો પણ ઉગાડી શકાય. આમાંનાં ઇમારતી લાકડાં વેચાય અને બાવળ, આંબલી, લીમડો વગેરેનાં લાકડાંને પૃથ્વીના અંદરના ભાગમાં દાટવામાં અને બાળવામાં આવે તો તેના કોલસા પણ થાય. આ કોલસા બળતણ તરીકે વપરાય અને તે વેચાય પણ ખરા. આ રીતે ગામડાંમાં દ્રવ્યોત્પાદક એક નવો ઉદ્યોગ ઉભો થાય. હિંદનું કોઇ પણ સુખી અને સાહસિક ગામડું કે પ્રાંત આવો પ્રયોગ કરે તો કેવું સારૂં થાય ?

ઉત્તમ પ્રકારની ફળદ્રુપ જમીનમાં ઘાસચારો ઉગાડવાથી કે વૃક્ષારોપણ કરવાથી તે જમીન કોઇ કાળે પણ વાંઝ્યા ( Fallow ) બનશે નહિ. પણ ઉલટો તે જમીનના રસકસમાં અસાધારણ વધારો થશે. આ વાત સાચી છે કે જ્યારે જમીનને ખેડાણ તરીકે ન વાપરવી હોય તોજ તેમાં નાનાં મોટાં ઝાડો વાવવાં.

આ દેશમાં સાધારણ રીતે અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ અને અલ્પ વરસાદ એવા ત્રણ વિભાગમાં વર્ષાઋતુ વહેંચાય છે. અનાવૃષ્ટિનું મહાન્ ભયંકર પરિણામ એ આવે છે કે આખા દેશમાં અથવા દેશના અમુક ભાગમાં પાક કે ઘાસચારો બીલકુલ થતો નથી. આ પ્રકારની કુદરતી આપત્તિમાં વળી કુદરત જળ-ન્યૂનતાનું ભયંકર તત્વ દાખલ કરે છે. પ્રાણિ આહાર વિના કેટલાક દિવસ જીવી શકે; જળ વિના થોડા કલાક નભી શકે, પણ હવા વિના એક ક્ષણ પણ ટકી શકે નહિ. આવા દુર્ઘટ સમયમાં ખેડુતની આખી આલમ બહુ દુઃખી થાય છે અને હજારો ખેડુતો અને તેનાં બાળબચ્ચાં મરી જાય છે. આવે વખતે કેટલાક ખેડુતો પોતાના કુવાવાળા ખેતરના માત્ર થોડા ભાગમાં ચાસટીયો અને લીલું ઘાસ વાવે છે અને તે વડે પોતાનું અને પોતાના કુટુંબનું અને પોતાનાં છોકરાં અને ઢોરોનું માંડમાંડ ભરણપોષણ કરે છે. રાજા અને શ્રીમંતવર્ગ આવા કટોકટીના પ્રસંગે પોતાની નાણા-વિષક સહાય અને સહાનુભૂતિનો ઉદાર હાથ લંબાવે છે એ વાત જગત્પ્રસિદ્ધ છે.

જો કે અતિવૃષ્ટિ એ પણ એક જાતની આફત તો છે પણ તે અનાવૃષ્ટિ જેવી ભયંકર નથી. તેમાં ઢોરોને ઘાસ ચારો અને પાણી પુષ્કળ મળે છે અને જો કે ચોમાસાનો પાક તો તદ્દન નિષ્ફળ નીવડે છે છતાં શીયાળુપાક બહુ સારો થાય છે; તે એટલે સુધી કે તે પાક ચોમાસાની પાકની ખોટ સંપૂર્ણ રીતે વાળી દે છે. ત્યારે અતિવૃષ્ટિ એ આફત શી રીતે ગણાય? તેનો ઉત્તર એ કે જેમ દુર્ભિક્ષના સમયમાં ભૂખમરો અનેક માણસોના ભોગ લે છે તેવી રીતે અતિવૃષ્ટિમાં કોલેરાદિવ્યાધિ-સમૂહ પ્રજાનું સત્યાનાશ વાળી દે છે. અતિવૃષ્ટિમાં દુકાળીઆંને બહારની મદદની બહુ જરૂર પડતી નથી, કારણ કે દુકાળના વખતની માફક તેમને ( Homes-Sweet-Homes ) પોતાનાં વહાલાં ઘરોને તજી દેવાં પડતાં નથી. હવે બાકી રહ્યો ત્રીજો વિભાગ તે એકે કેટલીકવાર વરસાદ નિયમિત અને પુષ્કળ પડતો નથી, અને તેથી ચાર છ આની પાક થાય છે. આવે વખતે ખેડુતો તગાવી અને આત્મશ્રમથી પોતાનું ગુજરાન ચલાવે છે. કુવાનાં પાણીથી ચાસટીઓ, લીલું ઘાસ વગેરે ઉગાડે છે. જો કે થોડો વરસાદ ખેડુતો વગેરે મનુષ્યપ્રાણિને દુઃખરૂપ થઈ પડે છે એ ખરૂં પણ તેટલો વરસાદ વૃક્ષ-વિકાસ અને ઘાસચારાની અભિવૃદ્ધિ માટે આશિર્વાદસમાન નીવડે છે. તેવે સમયે સારૂં ઘાસ થાય છે કે જે ખેડુતનાં અને બીજાં ઢોરોને સારી રીતે પોષે છે. આ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે તે એ કે વરસાદ પુષ્કળ વરસે અથવા થોડો વરસે તો પણ ચરાણમાં ઘાસ ચારો તો સારો થાય છે.

જો કદાપિ ભાવિ સ્વરાજ-યુગમાં પૃથક્ પૃથક્ નાનાં ખેતરોની એકત્રતા સધાય તો તેમાંથી ઘણાં મીઠાં ફળ પાકે. (૧) ખેડુતનું બધું લક્ષ્ય, બધી મહેનત અને બધું દ્રવ્ય એકજ કેંદ્રસ્થાનમાં સમાઇ જાય. (૨) ખેતરોની પુનર્રચનામાં કેટલીક જમીન ફાલતુ પડે કે જેનું સુંદર અને વિશાળ ચરાણ બને, એટલે અત્યારે રાજ્યસ્વાર્થને લીધે કેટલાંક ગામડાંમાં બીલકુલ ચરાણ હોતાં નથી તેની વ્યવસ્થા થાય. ભવિષ્યના ઉપયોગ માટે જેમ સુકાં ઘાસની નાની મોટી ગંજીઓ બનાવવામાં આવે છે તેમ લીલાં ઘાસને સંઘરી રાખવું હોય તો તેને એક ખાડામાં નાખી તેને ખૂબ દાબવું. લીલુંઘાસ સાધારણ રીતે ચોમાસામાં જ મળે.

પ્રાંત-કૃષિય-વિકાસનું બીજું એક અગત્યનું તત્વ એ ઢોર-ઉછેર-( Stock-breeding ) છે. અત્યારે તો આ કામ સરકારનું છે. સ્થળે સ્થળે તે ઘોડા વગેરેના તબેલા રાખે તેવી વ્યવસ્થા થવી જોઇએ. રાજા જે કામ ન કરે તે કામ પ્રજાએ ઉપાડવું જોઇએ. ઢોર-ઉછેર માટે પરસ્પર-સહાયક-મંડળોની સ્થાપના થવી જોઇએ. તેની સ્વાધિનતામાં ઢોરના તબેલા રહે, જેમાં ઉત્તમ પ્રતિના ઢોરોનો વિકાસ પ્રાપ્ત થાય. આ ઢોરોને ચરવા માટે એક નાનકડા પણ ઇલાયદા ચરાણની સવડ અગાઉથી કરી રાખવી જોઇએ કે જેથી ઢોરો ભૂખે મરે નહિ.

**Communications-ધોરી રસ્તા અને રેલ્વે સડક વગેરે**—જો ગ્રામ્ય જનોને સુખી અને સાધનસંપન્ન બનાવવા હોય તો પૂર્વોક્ત સાધનોની ખીલવણી કરવી જોઇએ. હિંદના કેટલાક પ્રાંત હજુ રેલ્વે સડક રૂપી સાધનથી વિમુક્ત રહ્યા છે. તેવા પ્રાંતોમાં નાના રસ્તાઓ બાંધવા જોઇએ કે જ્યાં ભાડાની મોટરો ફરી શકે. બાકી અત્યારે મોટર તત્વે આખા દેશના સ્વરૂપને બદલાવી નાખ્યું છે. લાખો માણસો આ વાહનનો રૂડી રીતે ઉપયોગ કરે છે, કારણ કે તેથી લોકોનાં દ્રવ્ય અને સમયનો મોટો બચાવ થાય છે અને મુસાફરીમાં સરળતા થાય છે. આ મોટરો હજારો ટન માલ રેલ્વે સ્ટેશને લઇ જાય છે અને લેખકને લાગે છે કે તે સાધન થોડા સમયમાં સમસ્ત હિંદમાં સર્વવ્યાપક તત્વ બનશે અને દેશને અલૌકિક લાભ આપશે. બાકી એક ગામથી બીજે ગામ કે શહેરમાં સામાન્યરીતે માલ, બળદના ગાડામાં લઈ જવાય છે, તો તે ગાડાંને માટે ગામડાંના રસ્તાને લોકલ બોર્ડે સમરાવવા જોઇએ. ખેતીવાડીના અભ્યાસીઓ કહે છે કે જે દેશમાં રેલ્વે, મોટર, ધોરી રસ્તા અને ગામડાંના રસ્તાની ઝાળ ચારે પાસ અને ચારે ખુણામાં પથરાયેલી હોય તે દેશ ઘણું કરીને દોલત અને તેને અંગે ઉદ્ભવતા વૈભવ વિલાસમાં આખી દુનિયામાં પહેલે નંબરે આવે.

આ પૂર્વોક્ત સાધનો ઉપરાંત હોડી રૂપી તત્વ ગ્રામ્યાભિવૃદ્ધિ માટે ઓછા મહત્વનું નથી. નર્મદા અને ગંગાના જળની નદીમાં સેંકડો હોડીઓ ફરે છે અને પુષ્કળ માલ વેચાણ–માર્કિટમાં પહોંચાડે છે. રેલ્વે અને હોડીના ખર્ચમાં બહુ મોટો ફરક પડે છે. હોડીમાં માલ એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવામાં જો કે ખર્ચ તો અર્ધ થાય છે તે વાત ખરી, પણ તેમાં કાંઇક ગેરલાભ પણ છે તે એ કે જળમાર્ગે સામાન લઈ જવા લાવવામાં વધારે સમય વ્યતિત થાય છે અને ફળફળાદિ લઇ જવામાં તે બગડી જવાનો ભય રહે છે. જો વરાળથી ચાલતી હોડીઓ કે નાની લોંચોનો આ બાબતમાં બહોળો ઉપયોગ કરવામાં આવે તો તે બે ન્યૂનતા કેટલેક અંશે દૂર થાય. નર્મદા નદીના બન્ને કિનારા પર મોટાં મોટાં અને ઘીચ જંગલો આવેલાં છે. તેનો હજારો મણ ઇમારતી લાકડાનો માલ હોડીઓમાં પ્રથમ ચાંદોદ આવે છે અને ત્યાંના સ્ટેશનેથી પરદેશ ચડે છે. પંચમહાલમાં તેવું જળ–સાધન નહીં હોવાથી ત્યાંના મોટાં જંગલોનો ઇમારતી માલ પુષ્કળ જથ્થામાં ગાડાં વાટે ગોધરે આવે છે અને ત્યાંના સ્ટેશનેથી પરદેશ જાય છે. હવે જો ગાયકવાડ સરકાર નર્મદા નદીમાં સ્ટીમ લોંચો ચલાવે અને મુંબઇની સરકાર પંચમહાલમાં સારી સડકો બાંધી મોટર બસીસ ચલાવે તો ઇમારતી લાકડાનો ગુજરાતમાં આ બે સ્થળે આવેલા જંગલોનો વેપાર બમણો થાય.

### કોઓપરેટીવ ક્રેડીટ અને તેવી બીજી સોસાઇટીઓ—

પ્રાચીન સમયમાં આ તત્વ હિંદમાં હયાત નહતું. બ્રીટીશ રાજ્ય અમલની અસરનું આ પરિણામ છે. નમ્ર લેખકે કૃષિય બાબત સંબંધમાં અત્યારે અગ્રસ્થાન ભોગવતા અમેરિકાખંડ અને યુરોપના જર્મની, ફ્રાંસ, ડેન્માર્ક, ઇંગ્લંડ, સ્પેન આદિ દેશોની ખેતીવાડીનાં અનેક તત્વોનો બારીક અભ્યાસ કીધો છે, અને તે ઉપરથી તે કહી શકે છે કે પૂર્વોક્ત બાબતમાં અત્યારે ડેન્માર્ક અગ્રસ્થાને છે. તે પછી જર્મની અને ફ્રાન્સ આવે છે અને તે પછી ઇંગ્લંડ આવે છે. યુનાઇટેડસ્ટેટસમાં પણ આ બાબતમાં બહુ બહોળો વધારો થએલો માલુમ પડે છે. હવે ઈંગ્લંડની પ્રજા એ વેપારીપ્રજા ગણાય છે છતાં તે દેશ આ સંબંધમાં પછાત કેમ રહી ગયો તેનાં મુખ્ય કારણો શોધવાનું કામ વિકટ નથી. તે કારણો એ છે કે ઇંગ્લંડ એ સમુદ્ર જળ–પ્રધાન દેશ છે અને ( manufacturer )–વેપારની ભિન્ન ભિન્ન વસ્તુ કાચા માલમાંથી બનાવનાર દેશ છે. તે દેશ પાસે મોટી મોટી વેપારી સ્ટીમરો છે અને પોતે સ્થળ–પૃથ્વી (Land world) ની મધ્યબિંદુમાં આવેલો છે એટલે તે દેશ પોતાનો માલ સહેલાઇથી, ઓછે ખરચે અને વધારે ઝડપથી પરદેશ મોકલી શકે છે, પણ હિંદુસ્તાન કે ડેન્માર્કની માફક તે દેશ કાંઇ કૃષિ–પ્રધાન નથી. તે દેશનું લક્ષ્ય હમેશાં લોઢા અને કોલસાની ખાણો તરફ અને ખાસ કરીને રાજકિય વિષયમાં વિશેષ રહે છે. વળી તે દેશની આબોહવા ખેતીને પોષક અને ઉત્તેજક નથી.

જેવી રીતે જોઇન્ટ સ્ટોક કંપનીની યોજનાએ હિંદના વિવિધ ઉદ્યોગમાં ગત અર્ધ શતકમાં ઘણો મોટો વધારો કીધો અને હિંદને વેપાર ઉદ્યોગના મોખરે લાવી મૂકયો તેવી રીતે પરસ્પર–સહાયક–મંડળની

યોજનાથી આ દેશની ખેતીવાડીના ધંધા અને ઉદ્યોગને મોટો લાભ થયો છે અને થાય છે અને જેમ જેમ આ લોકોપયોગી સંસ્થાઓ દેશના ખુણે ખુણામાં વિસ્તૃત થશે તેમ તેમ હજુ વધારે લાભ થશે. આખા હિંદની કોઓપરેટીવ સોસાયટી-સમૂહનાં ફંડનો અડસટો કાઢવામાં આવે તો તે અત્યારે કરોડો રૂપીઆનો થાય છે અને હજુ ભવિષ્યમાં તેમાં અસાધારણ વધારો થાય એવાં શુભ ચિન્હો જણાય છે. આ બાબતમાં ડેન્માર્કની સોસાયટી-સ્થાપના પદ્ધતિ નમુના રૂપ છે. ત્યાં આગળ પ્રથમ આવાં મંડળો સ્ટેટના આશ્રય અને સંભાળ નીચે ઉભાં થયાં હતાં, પણ જેમ જેમ તે સ્ટેટરૂપી માબાપની સારી સંભાળ નીચે ખીલતાં ગયાં, તેમ તેમ રાજ્યે પોતાનો સીધી સહાયરૂપી હાથ ધીમે ધીમે ખેંચી લીધો. અત્યારે ડેન્માર્કના દરેક ગામ અને શહેરમાં અનેક પ્રકારનાં સહાયક-મંડળો સ્થપાયાં છે કે જેનું સંપૂર્ણ અને વિસ્તરિત વર્ણન કરવામાં આવે તો એક બીજું પુસ્તક બને. દરેક દેશહિતચિંતક અને ખેતી-કલ્યાણવર્ધક ગ્રહસ્થે ડેન્માર્કની આ સંસ્થા-શ્રેણીનો સૂક્ષ્મરીતે અભ્યાસ કરવાની સંપૂર્ણ આવશ્યકતા છે.

ગ્રામ્ય-યુનીટથી માંડીને સમસ્તદેશની ખેતીવાડીના અભ્યુદય અને પુનર્ઘટનાત્મક અનેક તત્વોમાં એક પણ તત્વ એવું નથી કે જેનો ઉદ્ધાર અને વિકાસ સહાયક-મંડળોની સહાયથી ન થઈ શકે. Hygine-( સુખાકારી ઉત્પાદક શાસ્ત્ર ) અને Public Healh-પ્રજાકિય તંદુરસ્તી જેવી સર્વસામાન્ય અને અતિ ઉપયોગી બાબતોની ખીલવણીમાં સહાયક તત્વ સો ટકા ભાગ બજાવી શકે. આ ઉપરાંત કૃષિ-ઉત્પન્ન વેચાણ, Finance-(નાણાં વિષયક બાબત), ઢોર ઉછેર અને ખેતીવાડીના ભિન્ન ભિન્ન પ્રકારના સુધારા કરનારાં તત્વોને પણ આ સહાયકતત્વ બહુ સારી મદદ કરી શકે. સહાયક-મંડળનો મોટામાં મોટો લાભ એ છે કે તેનાં હિત અને વ્યવસ્થામાં પ્રત્યેક સભ્ય બહુ ભારે રસ લેતાં શીખે છે અને તે મંડળદ્વારા વિવિધ બાબતોની ખીલવણીમાં પોતાનો કેટલો ફાળો અને જવાબદારી રહેલાં છે તે વાત તે જાણતાં શીખે છે. સારાંશ કે સહાયક મંડળ-તત્વ એ સમસ્ત પ્રજાને સ્વાશ્રયનો અતિસુંદર-અતિઉપયોગી પાઠ શીખવે છે. સ્વાશ્રયના તત્વની સંગીન સહાય વીના કોઇ પણ પરાધીન પ્રજા સ્વરાજ પ્રાપ્ત કરી શકે નહિ, માટે સ્વરાજપ્રાપ્તિનું સહાયક મંડળ-તત્વ એ પહેલું પગથીઉં છે. આ વિચારને સુંદર ઈંગ્લીશમાં દર્શાવીએ તો તે નીચે પ્રમાણે છે. Co-operation is the cement in tne building of development which holds every part togather and makes it doubly effective and advantageous—અર્થઃ-સહાયક-તત્વ એ કૃષિ-વિકાસરૂપી મકાનનું કેંદ્રસ્થાન છે કે જે તેના ભિન્ન ભિન્ન ભાગોને એકત્ર રાખે છે અને આખા મકાનને બેવડું અસરકારક અને લાભકારક બનાવે છે.

જેમ કૃષિ-વૃદ્ધિ અને તેના અભ્યુદય માટે આખા દેશમાં સહાયક-મંડળની જરૂર હોય છે, તેમ મંડળોને ખીલવવા માટે અને ખેડુતોને નાણાંની સહાય કરવા માટે નાની મોટી અને જુદા જુદા પ્રકારની બેંકોની પણ એકસરખી જરૂર છે. કોઓપરેટીવ ક્રેડિટ સોસાઇટીની સ્વાધિનતામાં જે જુદા જુદા સભ્યના વ્યક્તિગત ફાળાથી ઉત્પન્ન જમાં થયું હોય તેનું સારૂં વ્યાજ ઉપજે તેની વ્યવસ્થા થવી જોઇએ અને વગર જોખમે સારૂં વ્યાજ બેંકો આપે. થોડા સમય પહેલાં હિંદ-સરકારે The Indian Banking Inquiry Committee એટલે હિંદની બેંકોની સ્થીતિની તપાસ કરનારી કમીટી અને પ્રાંતિક સરકારોએ તે સંબંધમાં પ્રાંતિક-બેંકોની સ્થીતિની તપાસ કરનારી સબકમીટીઓ The Provincial Banking inquiry Sub-Committees ની સ્થાપના કીધી છે અને તે બધીએ આ વિષયના પારંગત પુરૂષો, બેંકરો વગેરેની જુબાની લીધી છે. તે બધીનું સિંહાવલોકન કરતાં એક વાત સ્પષ્ટ થાય છે કે જો કે શાહુકાર રૂપી તત્વ ગ્રામ્ય-પુનર્ઘટનામાં અગત્યનું છે ખરૂં, પણ તે વાત નક્કી છે કે શાહુકાર પોતાના ખેડુત દેવાદાર પાસેથી અસાધારણ પ્રકારનું વ્યાજ લે છે અને તેથી તે દેવા રૂપી અસહ્ય ભાર નીચે દબાઇ જાય છે. મુંબઇ ઇલાકાના ખેડુતોને આ દેવામાંથી મુક્ત કરવાના શુભ હેતુથી જો કે The Deccan Agriculturists Relief Act—ખેડુતોને દેવામાંથી રાહત આપવાનો કાયદો, વગેરે બીજા કાયદા પસાર કરીને અમલમાં મુંબઈ સરકારે તો મુકયા, પણ વિવિધ જ્ઞાત અને અજ્ઞાત કારણોને લીધે ખેડુતવર્ગને પોતાના ભારે દેવાના સંબંધમાં બીલકુલ રાહત મળી નહિ, પણ ઉલટું

ખેડુત વર્ગને તે કાયદાએ શાહુકારના વજ્ર જેવા પંજામાં વધારે સપડાવ્યા. આમ થવાનું મુખ્ય કારણ એ જણાય છે કે વિદેશી પ્રજાએ ખેડુતવર્ગનાં દુઃખો અને અગવડો સાથે એકરૂપ થયા વિના માત્ર ઉપલક અને આડકતરા અનુભવપરથી આ કાયદા ઘડયા અને અમલમાં મુકયા. સુપ્રસિદ્ધ એડમસ્મીથ પોતાના Wealth of Nation નામના પુસ્તકમાં એક સ્થળે એમ કહે છે કે વિદેશી રાજ્યાધિકારીઓ દેશી પણ પરાધીન પ્રજાનાં દુઃખો અને આફતો સાથે કદી પણ એકરસ અને એકરૂપ થઇ શકે નહિ.

હવે આપણે સમસ્ત ખેડુતવર્ગની નાણાં વિષયક વ્યવસ્થાનો વિચાર કરીએ તે એ કે પ્રત્યેક ખેડુત કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીનો સભ્ય બની તેમાં પોતાનો નાણાંનો અલ્પ ફાળો આપે. "ટીપે ટીપે સરોવર ભરાય" એ કહેવત પ્રમાણે તે બધાની કુલ રકમ હજારોની થાય. આ સહાયક-મંડળ આ રીતે ઉભાં થયેલાં મોટાં ફંડને પ્રાંતિક બેંકમાં વ્યાજે મુકે, અને પ્રાંતિક બેંક તે નાણાંને ઇમ્પીરીયલ બેંકમાં મૂકે. આ બધી બેંકો વચ્ચે ખાતાં ખોલાય અને આ રીતે નાણાંની સતત લેવડદેવડ થયાં કરે. જ્યાં સુધી આ બેંકો સદ્ધર રહે ત્યાં સુધી તો ખેડુતની એક પાઇ પણ ન ડાઊે; ઉલટું તેને પોતાની નાનકડી રકમનું વ્યાજ મળે અને તે ઉપરાંત એક માસિક રૂપીઓ તે સભ્ય ભરે એટલે ક્રેડિટ સોસાયટી પાસેથી સો પચાસ રૂપીઆ વ્યાજે લેવાનો હક્ક સ્થાપિત થાય. વળી શાહુકારને તે ખેડુત જે વ્યાજ ભરતો હોય તેથી અડધું આ સંસ્થામાં ભરવું પડે. હવે સુજ્ઞ વાંચકો વિચાર કરો કે આવી ઉત્તમ પ્રકારની નાણાં વ્યાજે લેવાની સવડ હોય છતાં તે ખેડુત આ સંસ્થામાંથી નાણાં ન લેતાં ચટ દઇને પોતાના શાહુકારની પાસે દોડી જાય તેનું કાંઇ સબળ કારણ તો હોવું જોઇએ. ગંભીર વિચાર કરતાં એમ જણાય છે કે તેનું કારણ એ છે કે જો તે ખેડુત મામલતદાર સાહેબની પાસે તગાવી લેવા જાય તો પ્રથમ તેને નીચેના શ્લોકનું તાત્પર્ય પહેલેથી સ્મરણમાં રાખવું પડે. તે શ્લોક એ કે अक्कं सेव्यं चक्रं सेव्यं न सेव्यं केवलं प्रभुः અર્થ-જ્યારે આપણે કોઇ શિવાલયમાં શિવના દર્શનાર્થે જઇએ ત્યારે પ્રથમ આપણે પોઠીઆને પગે લાગવું જોઇએ; પછી હનુમાન, પાર્વતી અને અન્ય ગૌણ દેવો-દેવીઓને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા જોઇએ. આટલું કાર્ય થાય અને જ્યારે આ દેવિ-વૃંદ ખૂબ પ્રસન્ન થાય તે પછીજ જો આપણે મહાદેવને વંદન સ્તવન કરીએ તોજ ત્રિશૂળધારી પોતાની ચક્ષુ ઉઘાડે અને આપણી તરફ મીઠી દૃષ્ટિ કરે. જો તે ખેડુત ભૂલ્યો ચુકયો અમદાવાદની ઇંપીરીયલ બેંકમાં નાણાં સંબંધી કાંઇ કામે જાય તો તેને ત્યાં એક કરતાં વધારે કાગળમાં ભણેલો હોય તો સહી અને અભણ હોય તો ડાબા હાથના અંગુઠાની છાપ મારવી જોઇએ. વાત એટલેથીજ અટકે નહિ પણ તેને જુદી જુદી બારી આગળ મ્હોં વિકાસીને ઉભું રહેવું પડે. તેમાં એક બારીએથી એક કાગળ મળે, બીજી બારીએથી એક પીતળનું વચમાં કાણાંવાળુ ચકર મળે. આ બધું લઇને જાય ત્યારે જો શ્રાફ સાહેબ ખુશ મિજાજમાં હોય અને તેઓ શ્રીમાનને નવરાશ હોય તો તેને તેનાં નાણાં આપે. પણ તે નાણાં રોકડાં નહિ હો પણ ખાસી બેશ મોળી ચીકણી નોટમાં આપે. આ રીતે માત્ર રૂપીઆ દશેકની રકમ લેવી હોય તો પણ સવા-રથી સાંજ સુધી જ્યારે તે ટીચાય ત્યારે તેનો પત્તો ખાય. બેંકનો શ્રાફ પ્રમાણિક એટલે તેની રકમ ઓછી તો થાય નહિ, પણ ઘરે જતાં તે પોતાનાં મનમાં વિચાર કરે કે મામલતદાર સાહેબની તગાવી અને ઇમ્પી-રીયલ બેંકમાં નાણાંની ડીપોઝીટ પુળડામાં ગયાં. આપણે તો આપણા સાત પેઢીના છગન શેઠને ત્યાંજ હવે પૈસા લેવા માટે જવું. જેમ અમુક કુટુંબમાં જીંદગીભર હોમ-ડોકટર તરીકે કામ કરતો ડોકટર આખા ઘરની શારીરિક નાડ પારખે, તેમ ઘણી પેઢીથી ઉતરી આવેલ શાહુકાર તે ખેડુતના આખા કુટુંબની માન-સિક વ્યાધિની નાડ બરાબર જાણે. વળી તે શાહુકાર તે કુટુંબનાં બાળબચ્ચાં-બૈરાં સૌને સારી પેઠે જાણે એટલે ખેડુત સિવાય કુટુંબનું બીજું કોઇ માણસ નાણાં લેવા જાય તો તેને શેઠની બેંકની બારીએ ચાર કલાક ખડે પગે અને ખાલી પેટે ઉભું રહેવું ન પડે અને કાગળના ફરફરીયાપર અંગુઠાની છાપ ન પાડવી પડે. અમે અમારા આત્માને પ્રશ્ન કરીએ છીએ કે આ દેશના કોઇ અંગ્રેજી અમલદાર ખેડુતની આ અંત-ર્ગત વ્યાધિની ખરી ચિકિત્સા કરી શકશે ખરા? અમારો આત્મા સાક્ષી પુરે છે કે તે કદી પણ તેમ કરી શકશે નહિ. અસ્તુ. સુજ્ઞેષુ किं बहुना-સુજ્ઞ માણસને વધારે શું કહેવું?

મુખ્ય વિષયમાં જરા વિષયાન્તર થયું, માટે હવે આપણે પૂર્વોક્ત કમીટીની વાત કરીએ. પૂર્વોક્ત બેંકીંગ મુખ્ય કમીટી અને સબ કમીટીઓ ભલે રેલ્વેના ફર્સ્ટ કલાસના ડબામાં મુસાફરી કરી અને ભવ્ય બંગલામાં ઉતરી લખલૂટ ખર્ચ કરે અને જુબાનીથી કાગળીયાના કાગળીયા ટાઇપ રાઇટરથી ચીતરે પણ તે બધાનું તાત્પર્ય અમે ઉપર કહ્યું તેજ છે અને તેજ આવશે. કમીટી અને કમીશનોથી સમસ્ત દેશ નારાજ થયો છે, છતાં બ્રીટીશ અને હિંદી સરકાર તેવુંને તેવુંજ કરે જાય છે એ આશ્ચર્યજનક અને અફસોસકારક છે.

આ દેશમાં વડોદરા અને મ્હૈસુર રાજ્ય આવાં સહાયક-મંડળો અને બેંકો સ્થાપવામાં બહુ ભારે રસ લે છે. તે બન્ને દેશીરાજ્યો ખેડુતોનું હિત હૈયડે રાખે છે. મ્હૈસુર રાજ્યની આ પ્રકારની વ્યવસ્થાનો અમને અનુભવ નથી, પણ વડોદરા રાજ્યમાં અમે સોશ્યલ વર્કર તરીકે કેટલોક સમય કામ કરેલું હોવાથી અને વડોદરા રાજ્યમાં હમણાં અમલમાં મુકાયેલી ગ્રામ્ય સુધારણાની યોજનાનો અંગત અભ્યાસ કરવાથી તે રાજ્ય આ ઉપયોગી બાબતમાં કેવું પ્રયાણ કરે છે તેની અમને જાતમાહિતી છે. આ માહિતીથી અમે કહીએ છીએ કે ખુદ નામદાર મહારાજા શ્રિયાજીરાવના અંતઃકરણમાં પોતાની ખેડુતપ્રજાનું નિઃસિમ કલ્યાણ સંપાદન કરવાની બહુ ભારે ધગશ છે, પણ કેટલાંક કારણુસર તે સો ટકા અમલમાં મુકાતી નથી. વડોદરા રાજ્યમાં ઘણાં સહાયક મંડળો અને વીલેજ બેંકોની સ્થાપના થઇ છે, પણ મોર્ટગેજ બેંક ઉઘાડવા માટે લાંબા કાળથી વિચાર ચાલે છે પણ હજુ સુધી તે ફળીભૂત થયો નથી.

ક્રેડિટ બેંક અને મોર્ટગેજ બેંકમાં એ ફરક છે કે ક્રેડિટ બેંક વ્યાજ ઉપર નાણાં ધીરે છે અને મોર્ટગેજ બેંક સ્થાવર જંગમ મિલકતની બાંહેધરી ઉપર નાણાં આપે છે. જે ખેડુતોની શાખ સારી હોય તે પોતાનાં નાણાં વ્યાજે પડેલી બેંકમાંથી ઉપાડે, પણ ઘણા ગરીબ ખેડુતોની શાખ હોતી નથી, તેની સવડ માટે મોર્ટગેજ બેંક કામ કરે છે. જ્યારે આખા દેશમાં અગ્રગણ્ય ગણાતાં વડોદરા અને મ્હૈસુર રાજ્યો હજુ આ વિષયમાં સંપૂર્ણ વ્યવસ્થા કરી શક્યાં નથી તો પછી કાઠિયાવાડનાં ફર્સ્ટ કલાસ રાજ્યો જેવાં કે જુનાગઢ, ભાવનગર, નવાનગર અને ગોંડલ જેવાં રાજ્યો આ વિષયમાં શું કરી શકે? ગોંડળ રાજ્ય એમ કહેવાય છે કે પોતાના ખેડુતોને સારી રાહત આપે છે. હમણાંજ તે સુધરેલા રાજ્યે પોતાના આખા રાજ્ય-વિસ્તારમાં સરસ અને સંગીન પ્રકારના સ્થળ રસ્તા બાંધવા માટે લાખો રૂપીઆની પોતાના વારસીક બજેટમાં સવડ કરી છે અને તેનો અમલ પણ થવા લાગ્યો છે. બાકી ભાવનગરમાં તો "મહેતાજી મારેએ નહિ અને ભણાવે નહિ." એ પ્રમાણે રાજ્ય વહિવટ ચાલે છે. સ્વર્ગસ્થ અને મહાસમર્થ રાજ્યદ્વારી અને માજી દિવાન ગગા ઓઝા અને મી. પરસીવલ (ભાવનગર રાજ્યના માજી એડમીનીસ્ટ્રેટર) રૂપી બાબા આદમોએ જે એ રાજ્ય-વહીવટના ચીલા પાડયા છે તેજ જુની અને ઉંડી ઘરેડમાં હજુ સુધી ભાવનગર-રાજ્યરૂપી રથ ધીમે ધીમે ચાલે છે. ભાવનગરના રાજ્યમાં કો-ઓપરેટીવ સોસાયટીઝ અને ડેમોન્સ્ટ્રેશન ફાર્મસ વગેરે ગ્રામ્ય-પુર્નઘટનાનાં સાધનોની યોજના થઇ છે પણ હજુ તે રાજ્ય આ બાબતમાં મોકળે મને કામ કરતું નથી.

બ્રીટીશ હિંદ અને દેશી-રાજ્ય-હિંદના કેટલાક પ્રાંતો બહુ નિર્ધન અને નિરાધાર છે. આ નિર્ધનતા સાધારણ ઉપાયોથી દૂર થઇ શકે કે નહિ? દાખલા તરીકે દક્ષિણના ગરીબ ખેડુતોને પોતાના ભારે દેવા-માંથી મુક્ત કરવાને મુંબઇ સરકારે પ્રયાસ તો કીધા, પણ તે બધા નિષ્ફળ ગયા. હવે બીજા અને વધારે સંગીન ઉપાયો યોજવા જોઇએ. કદાપિ એમ બને ખરૂં કે અમુક પ્રાંતની ખેડુત-પ્રજા દરેક ગામના એકેક ડાહ્યા માણસને એકઠા કરે અને તે પંચ પોતાનાં દુઃખો મટાડવાને ઉપાય-યોજના રચે. તે પંચ સાથે સર-કાર પોતાના રેવન્યુ-ખાતાના બેએક નિષ્પક્ષપાતી અને નિડર અમલદારોને નીમે અને આ બધા એક સાથે મળીને એ યોજના અમુક ફેરફાર સાથે સરકાર કે રાજ્યની મંજુરી માટે મોકલે અને તે થોડાક ફેરફાર સાથે તે યોજનાઓ મંજુર કરે અને તે પૂર્વોક્ત સંયુક્ત મંડળની સહાયથી અમલમાં મુકે તો કાંઇક લાભ થાય ખરો.

Public Health and Medical Relief.-પ્રજાકિય તંદુરસ્તી અને વૈદક સહાય-સાર્વજનીક તંદુરસ્તીસંપાદન કરવી હોય તો સરકાર કે રાજ્યે ગ્રામ્ય-સેનીટેશન પ્રથમ સુધારવું જોઇએ. આ કામ બે રીતે થાય. કાં તો સરકારી મેડીકલ ખાતું દરેક ગામને વરસમાં અમુક વખત સાફ કરાવે અને કાંતો ગામ લોક

પોષે તે કરે. હવે સમસ્ત હિંદમાં બધાં મળીને સાતલાખ ગામડાં છે. તેમાં મોટો ભાગ સરકારના તાબામાં છે એટલે તે કામ સરકાર કરાવી શકે એ શક્ય નથી, માટે સ્વાત્મ આશ્રયથી પ્રત્યેક ગામ સાફ થાય એ વાત છે. બધાં ગામો સુધરે એટલે આખો પ્રાંત સાફ થાય અને પ્રાંત સાફ થાય એટલે ઝીલ્લા સાફ થાય. એમ એકડે એકથી શરૂ કરીએ તોજ સમસ્ત દેશ કે સમાજની તંદુરસ્તી સુધરે. આ બધું તો લોકો કરે પણ દરેક પ્રાંતમાં હોસ્પીટલો ઉઘાડવાનું કામ તો સરકારનું છે અને તે કામ સરકારે વફાદારીથી કર્યું છે.

**પ્રચાર-કાર્ય**—ગ્રામ્ય-ઉન્નતિનાં બધા ઉપાયોમાં પ્રચાર-કાર્ય એ સૌથી અગત્યનો ઉપાય છે. મદ્રાસ ઇલાકાની સરકારે આ કામ ખૂબ જોસબંધ ઉપાડયું છે અને તેનાં સારાં પરિણામો આવ્યાં છે. જે ખરાબ ટેવો અને રિવાજો ખેડુત પ્રજાનામાં લાંબા કાળથી જડમૂળ કરી બેઠાં હતાં તે હવે આવાં પ્રચાર્ય-કાર્યથી ધીમે ધીમે ઘસાવાં લાગ્યાં છે. પ્રચાર-કાર્યનાં મેજીકલેન્ટર્ન અને સીનેમાં એ અગત્યનાં અંગ છે. તે સાધન દ્વારા લોકોને અમુક રિવાજ-ટેવ કે વ્યસનનાં વિપરીત પરિણામ નજરો નજર અને આબેહુબ બતાવવામાં આવે છે. મનુષ્ય સ્વભાવ એવો છે કે જે વસ્તુ સારી કે નરસી-મનુષ્ય પ્રાણિ નજરે જુએ તેની સંગીન અસર તેના અંતઃકરણ પર થાય અને એક વાર મનમાં અમુક નિશ્ચય થયો તો તે પછી વહેલો કે મોડો અમલમાં મુકાય છે. બાકી ભાષણો અને ભજન મંડળની પણ ભોળી અને ભલી ખેડુત પ્રજા ઉપર સચોટ અસર થાય છે. ગ્રામ્ય-નાટકો અને બ્રોડકાસ્ટીંગનાં તત્વ હજુ ઉમેરાવાનાં બાકી છે. તે ઉમેરાશે એટલે બધાં સાધનોનું લીસ્ટ સંપૂર્ણ બનશે.

આપણે ઉપર પ્રચાર્ય-કાર્યનાં જડ સાધનોનું નિરૂપણ કર્યું. હવે ચૈતન્યમય સાધનો વિષે બોલીએ. પ્રચાર-કાર્ય કરવા માટે માણુસોની જરૂર પડે અને તે કામ સ્વયંસેવકની સહાયથી થઈ શકે. હમણાં હમણાં સંયોગવશાત્ આખા દેશમાં સ્વતંત્રતા, અભિમાન અને નિષ્કામ પ્રજા-સેવાનો પવન પૂર જોસથી વાવા લાગ્યો છે. શહેરો અને ગામડાંનાં સ્ત્રી-પુરૂષ અને યુવકો વિનાસ્વાર્થે અને અત્યંત ભોગે પ્રજા-સેવાનું કામ કરવાને પ્રોત્સાહિત અને ઉત્સુક બન્યાં છે. જો ડાહ્યા ગ્રામ્યજનો આ પ્રવાહને પોતાના ગામો ભણી વાળે, તો પ્રચાર-કાર્યનું કામ સંગીન થાય, "પગારદાર" અને "સ્વયંસેવકો" એ બે શબ્દો પરસ્પરવિરૂદ્ધ ગુણવાળા છે, એટલે તેનો સંયોગ અયોગ્ય અને અશક્ય છે. સ્વયંસેવક એટલે વગર પૈસે કામ કરનાર. આ સ્વયંસેવકો ગામોગામ ફરે અને તેના લોકોને હેંડબીલો, વર્ત્તમાનપત્રો, ભજનો વહેંચે અને તેમને રાત્રે જાદુઇ ફાનસ વડે સારા રિવાજના સારા લાભ થાય અને ખરાબ રિવાજના ગેરલાભ થાય એ વાત દૃષ્ટાંતોદ્વારા સાક્ષાત્કાર કરે. તે સ્વયંસેવકોની માવજત ગ્રામ્યજનો જરૂર કરે. વળી તેઓ મોટાં નાનાં પ્રાંતિક શહેરોમાં જાય અને ત્યાં આગળ શહેરી યુવાનો અને વૃદ્ધોના મનમાં ખેતીવાડી માટે હિત સંબંધનાં પ્રવચન કરે અને રીવીલ કોર્ટોમાં જઇ ત્યાં સેંકડો અરજદારો અને દાવા લડનારા એકઠા થયા હોય તેમને હેંડબીલો, ચોપાનીયાં વગેરે મફત વહેંચે. આ બધાંનો છપામણી ખર્ચ કાં તો લોકલ બોર્ડ અથવા તો પ્રાંત-પંચ આપે અને વધારે ખર્ચ થયો હોય તે માટે ઉઘરાણું થાય.

જો શકય હોય તો દરેક પ્રાંત કે જીલ્લામાં એક ખેતીવાડી-પત્ર નીકળે. તે કાં તો અઠવાડિક કે માસિક હોય અને તેમાં તે પ્રાંત કે જીલ્લાની ખેતીવાડીના સુધારા વધારા, લોકોની સ્થિતિ, તેમનાં સ્થાનિક અને ખાસ દુઃખો અને અગવડો અને તેને મટાડવાના ઉપાયો, પટેલ-મુખીનાં કર્ત્તવ્ય, રેવન્યુ અમલદારોની મુલાકાત અને તેનો ઉદ્દેશ વગેરે બાબતોનો સમાવેશ થાય. તે પત્ર ગ્રામ્યજનો પાસે વંચાવવાની સવડ પ્રત્યેક ગ્રામ્ય-પંચ કરે, તે એવી રીતે કે બધા ખેડુતો અને બીજા લોકો ચોરા કે શિવાલય કે ધર્મશાળામાં રાત્રે ફૂરસદે એકઠા થાય અને તેમની પાસે તે ગામનો એક ભણેલો માણુસ તે વાંચે અને તે પછી દરેક વિષય બાબત માંહે માંહે ચર્ચા ચાલે. દરેક ગામડામાં અગીયારસ અને અપવાસના તહેવાર પળાય છે તેનો લાભ માત્ર આ કામ માટે પણ લેવાય. દરેક અમાસે કે પુનમે રાત્રે એક ભજન-મંડળ સ્વદેશાભિમાન, પ્રજાસેવા વગેરે બાબતનાં સુંદર અને ચિત્તાકર્ષક ભજનો ગાય. આવાં મંડળો દરેક ગામડામાં હોય છે. ગુજરાત અને કાઠિયાવાડમાં બારોટની જાત વસે છે અને તે બારોટો પ્રતિ વર્ષ સારી મોસમમાં ગામડામાં

પોતાના યજમાનોને ત્યાં જાય છે અને એક બે રાત રહી સારાં ભોજન જમી, પૃથુરાજ રાસા, પ્રતાપ વિજયના પરાક્રમો બુલંદ અવાજે શ્રોતાજનો પાસે રસભર લલકારી, ફંડ ઉઘરાવી, વળી બીજે ગામ જાય છે. આ બારોટો જો આવું પ્રજા-સેવાનું કામ સાથે સાથે કરે તો દરેક ગામને ફાયદો થાય, કારણ કે બારોટોની વાર્તા કહેવાની શૈલિ અને વીરરસ પૂરિત ગીતો ગાવાની ધાટી અલૌકિક હોય છે. બારોટો માટે એમ કહેવાય છે કે જો તે તેના ખરા સ્વરૂપમાં હોય તો તે નામર્દને મર્દ બનાવે છે અને તેને યુદ્ધમાં ઝઝુમાવે છે.

પ્રચાર–કાર્ય કરનારા ગાઇડોને સૌથી સરસ અને સંગીન કામ કરવું હોય તો તેમણે અમૂક સમૂહમાં જે સ્થળે મોટો મેળો ભરાવવાનો હોય ત્યાં જઇ થાણું નાખવું, અને ત્યાં પ્રચાર–કાર્યનું કાર્ય જોસબંધ ઉપાડવું. ખેડુતો અને ગામડાંના બીજા લોકો જ્યારે પોતાના ગામમાં હોય છે, ત્યારે સાધારણરીતે તેઓ વ્યગ્રચિત્ત હોય છે, એટલે તેમના મનમાં પ્રચાર–કાર્યનો રસ બરાબર ઉતરતો નથી, પણ જ્યારે ગામડીઆ કોઈ પાસે આવેલા મેળામાં જાય છે ત્યારે પોતાનાં ઘર કે ગામની બધી ચિંતા પોતાના ગામને સિમાડે મૂકીને જાય છે, એટલે મેળામાં ભેગા થયેલા લોકોને ખેતીવાડીના લાભાલાભ, પ્રયોગ, જાદુઈ ફાનસ, સીનેમા અને નાટક દ્વારા સાક્ષાત કરવામાં આવે તો તે તેમના અંતઃકરણમાં સચોટ ઉતરી જાય. વળી મેળા સિવાય દરેક જ્ઞાતિ અને દરેક સમાજમાં કોઇ કોઇ વાર મોટાં નાત તેડાં થાય છે અને તે વખતે જુદાં જુદાં ગામનાં હજારો સ્ત્રી-પુરૂષો ત્યાં ભેગાં થાય છે અને આનંદ કરે છે. તેવાં નાત તેડાં બે કે ત્રણ દીવસ ચાલે છે. આવે અનુકુળ પ્રસંગે ત્યાં ભેગા થયેલા લોકો આનંદમયી અને એક ચિત્ત હોય છે. તો તેવે વખતે જો તેઓને ગ્રામ્ય–અભ્યુદય અને ગ્રામ્ય-પુનર્ઘટનાની વ્યવસ્થા સંબંધની શ્યુગરકોટેડ પીલ્સો આપી હોય તો તે સપ્રેમ ગળી જાય છે અને તેનો પોતાના ગામમાં જઇ અમલ કરે છે.

પ્રચાર્ય–કાર્ય તત્વને જો મેળાની માફક શાશ્વત બનાવવું હોય તો જેવી રીતે કોઇ દેવ કે દેવી દર્શનાર્થે પ્રતિવર્ષ હજારો માણસોના મેળા ભરાય છે, તેવી રીતે એવી યોજના-યુક્તિ રચવી કે ખેતીવાડીની ચીજોનું પ્રદર્શન જોવા હજારો ગામડીયા આવે. આવા મેળા વરસે વરસે ભરાય તેવી ગોઠવણ કરવી કે જે થોડાં વરસ પછી કાયમના બને. મ્હૈસુર રાજ્ય દરેક દસરાને દિવસે કૃષિય–મેળો ભરે છે અને તેમાં લોકોને પ્રયોગદ્વારા ભિન્ન ભિન્ન પાકો ઉતારવાની, લોઢાના હળો સહેલાઇથી ખેતરમાં ચલાવવાની, અને પર્શ્યન વ્હીલ ચલાવવાની રીતો બતાવે છે. આ ઉપરાંત ખેતીવાડીનાં આધુનિક હથિયારો, ચીજો વગેરેનું પ્રદર્શન ભરે છે. આવો મેળાવડો હવેથી મ્હૈસુરમાં પ્રતિવર્ષ ભરાશે એવી ગોઠવણ કરવામાં આવી છે. મ્હૈસુરની માફક વડોદરામાં પણ દશરાની રાજ્ય–સ્વારી તો ભારે દમામમાં નીકળે છે પણ ત્યાંના અધિકારીઓ કૃષિય મેળો ભરવામાં ઉપેક્ષા બતાવે છે.

પંજાબના કૃષિ–અભ્યુદયમાં અત્યારે સમસ્ત હિંદમાં અગ્રસ્થાન ભોગવતા ગરગાંવ પ્રાંતમાં પ્રતિવર્ષ એક ખેતીવાડીનો મેળો ભરાય છે અને તેનું નામ The Palwal Show–ધી પૉલ વૉલશો છે. તે જાતે જોવા નમ્ર લેખક ગયા હતા અને ત્યાં તેમણે જે જોયું હતું તેનું દિગ્દર્શન અહીં કરવામાં આવે છે. આ મેળો એ પ્રચારકાર્યનું મૂર્તિરૂપ સ્વરૂપ છે. તેમાં દર વરસે સુધરેલાં હળો વડે ખેતર ખેડવાની હરીફાઈ થાય છે અને જે ખેડુતો આ કામમાં શ્રેષ્ટ માલુમ પડે છે તેને સારાં ઇનામો વહેંચવામાં આવે છે. આ સંબંધમાં એક વાતનું સ્મરણ થાય છે તે એકે અસલના વખતમાં દશરા કે બીજા તેવા તહેવારના દિવસે જુદાં જુદાં ગામનાં ખેડુતો પોતાના મજબૂત બળદોને વિવિધ રીતે શણગારીને અને પોતાનાં સુદઢ ગાડામાં જોડીને એક ગામના પાદરમાં ભેગા થતા, અને ત્યાં અમુક સ્થળથી અમુક સ્થળ સુધી ગાડાં દોડાવવાની હરીફાઇ કરતા. આ રિવાજ હવે ગુજરાત અને કાઠિયાવાડનાં ગામડામાં બંધ થયો છે, કારણ કે સાંપ્રત સમયના પ્રભાવે કરીને ખેડુતોની આર્થિક સ્થીતિમાં બહુ મોટો ફેરફાર થયો છે, અને તેથી ભૂખે પેટે અને ચિંતાગ્રસ્ત મને આવી વૈભવશીલ હરીફાઇ કરવાનું હવે તેમને સૂઝતું નથી; તો પણ જો આ રિવાજ ફરીથી ચાલુ થાય અને તે સાથે હળ-ખેડવાની હરીફાઈની રમત દરેક ગામ અને પ્રાંતમાં દાખલ થાય તો ખેડુતો પોતાના બળદોને વધારે પુષ્ટ અને પોતાનાં ગાડાંને વધારે સુંદર અને સંગીત રાખતાં શીખે.

આ ઉપરાંત તે શોમાં ઢોર મેળો અને અશ્વ મેળો પણ ભરાય છે, અને તે સાથે એક વિશાળ અને સુંદર રીતે શણગારેલા સ્ટોલમાં જઇને જોઇએ તો ત્યાં આગળ, કૃષિ વિષયક ચીજો અને સાધનો, ઢોર ઉછેરના નમુના, કુકટ-પાલન-વિધિ અને ઔદયોગિક પદાર્થોનું પ્રદર્શન ભરાયેલું દેખાય છે. સન ૧૯૨૮ માં તેમાં તંદુરસ્તીવર્ધક પ્રયોગો અને સન ૧૯૨૯ માં સ્ત્રી-વિષયક સ્ટોલો ઉમેરવામાં આવ્યા છે. આ પાલવાલશો આખા હિંદમાં પહેલો જ છે. આ ઉપરાંત આ શોમાં જુદી જુદી જાતનાં કૃષિ-વિદ્યા અને કૃષિ-અનુભવનાં ભાષણો આપવામાં આવે છે; પ્રયોગો કરવામાં આવે છે; સીનેમા બતાવવામાં આવે છે; ભિન્ન ભિન્ન પ્રકારના નાનાનાના મેળા ભરાય છે; ગ્રામ્ય-નાટકો ભજવાય છે; અને રમત ગમતના મેળાવડા થાય છે અને આવી રીતે ખેતીવાડીની સુધારણાનાં વિવિધ સાધનોને લોકપ્રિય બનાવવાનો અદ્દભૂત પ્રયત્ન કરવામાં આવે છે. હિંદના બીજા પ્રાંતોમાં આવી વ્યવસ્થા થાય તો સારૂં. આનો સારો ચેપ તે પ્રાંતનાં બીજાં ગામડાંમાં પણ ફેલાયો છે, કારણકે ત્યાં જઇને નજરે જોઇશું તો ત્યાં આખું વર્ષ હરીફાઇની રમતો અને પ્રયોગ ચાલ્યાં જ કરે છે; અને દરેક રાત્રે જાદુઇ ફાનસના ખેલો અને તે દ્વારા ભાષણો થાય છે. ગાડાં ભરીને ખેતીવાડીનાં નવાં હથિયારોને ગામડામાં ફેરવવામાં આવે છે. સારાંશ એકે ગ્રામ્ય-જીવનના સુધારામાટેજ નાનકડા ફંડ દ્વારા જેટલું બની શકે તેટલું કરવામાં આવે છે.

**ઉપસંહાર**—ગ્રામ્ય-જીવન-અભ્યુદયનાં તત્વો નીચે પ્રમાણે છે.

(૧) પરસ્પર સહાય અને સહાનુભૂતિ દ્વારા બંધ-રચના.
(૨) કેનાલ-જળનો યોગ્ય ઉપયોગ. ખેતરમાં જળ-ચેનેલ્સ બાંધવાનો પ્રબંધ, અને ઉંચી સપાટીવાળાં ખેતરોમાં જળ-લઈ જવા માટે લીફ્ટનો ઉપયોગ.
(૩) પર્શન વ્હીલ્સ અને થોડે ખરચે અને થોડી મહેનતે ચાલે તેવાં બીજાં જળ-યંત્રોનો ઉપયોગ.
(૪) શિયાળુ-ઉનાળુ પાકને ઉતારવા માટે કુવાના જળનો સતત ઉપયોગ.
(૫) નવ-કૂપ-ખનન અને તે કુવા ખોદવાની વધારે સારી પદ્ધતિ-પ્રયોગ.
(૬) મીઠાં જળ-પ્રવાહ માટે બોરીંગનો ઉપયોગ અને ટયુબ-વેલ્સનો ઉપયોગ.
(૭) નવા કુવા ખોદાય તે માટે ઉત્તેજન આપવા માટે મહેસુલ-પદ્ધતિનું લાભકારક રિવિઝન.
(૮) ગામ-કુવા અને પ્રત્યેક ખેતરની આસપાસ કાંટાની મજબૂત અને ઘીચવાડ-વ્યવસ્થા.
(૯) કુવાના પાણીને ખેતરમાં લઇ જવાનીવધારે સારી રીતનો ઉપયોગ.
(૧૦) કિંમતી બીજારોપણ, અને વધારે કિંમતી મોલના ઉત્પન્ન માટે પ્રયોગ.
(૧૧) જે પાકનો અડસટો પહેલેથી બરાબર ન થઇ શકે તે પાકોને ઉત્પન્ન કરનારાં બીજના વાવેતરનો અભાવ.
(૧૨) નાનાં નાનાં ખેતરોનું વધારે સારૂં ખેડાણ-રોપણ.
(૧૩) ખેતરની આસપાસ વાડ બાંધવાની અને તેની અંદર કયારી-ચાસ બાંધવાની ગોઠવણ.
(૧૪) ઉંદર અને અન્ય હાનિકારક જીવડાંનો ધ્વંસ.
(૧૫) સુધરેલાં હળ અને કળીયાં વગેરે ખેતીનાં હથિયારોથી ખેતી કરવાની વિવિધ યુક્તિઓનું જ્ઞાન.
(૧૬) યોગ્ય પાકોનો વારાફરતી ઉતાર અને લીલા ખાતરની બનાવટનો પ્રયોગ.
(૧૭) સારૂં બીજારોપણ અને પાસેની માર્કીટને અનુકુળ હોય તેવા પાકોનો ઉતાર.
(૧૮) નાનાં ખેતરોનો એકત્ર જમાવ.
(૧૯) છાણાં થાપવાનો પ્રતિબંધ અને ખેતરની નકામી જમીનપર વૃક્ષારોપણ.
(૨૦) ગ્રામ્યનો કચરો પુંજો અને ખાતરને દાટવા માટે ખાડા.
(૨૧) રેતાળ ખેતરો કે પ્રદેશમાં કાકડી, ચીભડાં અને સાકરટેટીના બીનું રોપણ.
(૨૨) પુષ્ઠ ઢોર ઉછેર અને નબળાં ઢોરનું મહાજનની ધર્મશાળામાં નિગર્મન.
(૨૩) પુષ્ટ સાંઢની ખરીદી અને ઉછેર. વળી પુષ્ટ ગાયો તે વડે થાય તેવી ગોઠવણ.

(૨૪) જ્યારે વણજારાનાં ઢોરોનાં ટોળાં ગામને પાદર આવે ત્યારે પુષ્ટ વાછરડા વાછરડીની ખરીદી અને તેનો ઉછેર.
(૨૫) સારાં ઢોરો, ઉત્કૃષ્ટ ઘોડા, ફળદ્રુપ બીઆં અને સારાં સુધરેલાં હથિયારોનું વાર્ષિક પ્રદર્શન.
(૨૬) ઢોરની ખરીદી અને ઉછેર માટે કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીની સ્થાપના.
(૨૭) ઘાસચારાના સંચયની વ્યવસ્થા.
(૨૮) નવાં ચરાણની રચના અને જુનાં ચરાણની આસપાસ વાડ.
(૨૯) આસપાસની ટેકરીઓ પર જંગલારોપણ-વ્યવસ્થા.
(૩૦) સેંટ્રલ બેંક અને કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીમાં દરાની ડેપોઝીટની વ્યવસ્થા.
(૩૧) મોર્ટગેજ અને લેંડ-ઇમપ્રુવમેન્ટ બેંક અને કોઓપરેટીવ સોસાઇટીની સ્થાપના.
(૩૨) ગ્રામ્ય અને શહેરી તંદુરસ્તી માટે કેંદ્રસ્થાનોની સ્થાપના.
(૩૩) સામાજિક-સુધારણા અને સામાજિક-સુખાકારી અને સેનીટેશન અને કોન્ઝરવન્સી ઉપર પૂરતું લક્ષ.
(૩૪) રાજ્ય-સહાય-તે નીચે પ્રમાણે--

(અ) સરકારી બંધરચના તથા તગાવી વગેરેની મદદથી ખેડૂતો પાસે નાના નાના બંધને બંધાવવાની યોજના.

(બ) ટેકરીપર જંગલારોપણ, ચરાણ-રચના, ઘાસ ચારાનો સંચય, પુષ્ટ ઢોર-ઉછેર, ખેતરની આસપાસ વાડ. આ બધાંના ઉત્તેજના માટે મહેસુલના દરમા યોગ્ય અને અનુકળ ઘટાડો.

(ક) ખેતરમાં પાણી ઉંચું ચડાવવાના પ્રયોગ માટે લીફ્ટ-રચના.

(ડ) કુવાના બોરીંગ માટે નાણાંના બજેટમાં સવડ અને તે પાણીના ઉપયોગ માટે કાંઇ કર લેવો નહિ.

(મ) ખારા પાણીના આંતરૂ પ્રવાહવાળી ભૂમિમાં બોરીંગ વડે ઉંડા મિષ્ટ-જળ-પ્રવાહ-શોધ.

(ન) કુપ ખોદવાની વધારે સારી રીતની શોધ.

(પ) ટ્યુબ-વેલ્સના ઉપયોગના પ્રયોગો.

(ફ) કૂપ-ખનન અને ખેતીના બીજા સુધારાને ઉત્તેજન માટે સસ્તા દરની અને લાંબી મુદતે ભરપાઇ કરવાની તગાવી આપવાની વ્યવસ્થા,

(બ) પ્રત્યેક પ્રાંતમાં સરકારી ઢોર-ઉછેર માટે ક્ષેત્ર-યોજના.

(ભ) વાછરડા અને વાછરડીના ઉછેર માટે ગ્રાંન્ટ અને સાંઢ ખરીદી માટે ખાસ કન્સેશન રેઇટસ.

(મ) ઢોર-જ્યાનું ઇન્સ્પેકશન, ઢોરની ખાસી કરવાની સવડ, ખેડુતસમાજ-નાશાત્મકવ્યાધિ--સમૂહોચ્છેદન, અને ભિન્ન ભિન્ન વ્યાધિઓ સમયે વૈદિક સહાયઃ-આ બધાં માટે પુરતા વેટીરીનરી સ્ટાફની ગોઠવણ.

(ય) ઘોડા ઉછેર માટે સરકારી મદદ.

(ર) જળ-સ્થળ-માર્ગ-સાધન-સુધારણા ( Development of communications. )

(લ) પરસ્પર-સહાયક નૂતન-મંડળ-અભિવૃદ્ધિના દીન પ્રતિદીન વધતા કામ અને જવાબદારી માટે અગાઉથી જોઇતા સ્ટાફની ગોઠવણ.

(વ) મોર્ટગેજ અને લેન્ડ ઇમ્પ્રુવમેન્ટ બેંકોની સ્થાપના.

(શ) સામાજિક સુખાકારીની અભિવૃદ્ધિ-યોજના.

(ષ) ગ્રામ્ય અને ડીસ્ટ્રીકટ બોર્ડની સલાહ અને સહાય અને વિસ્તૃત પ્રચાર-કાર્ય અને પ્રયોગ-ક્ષેત્ર-રચનાદ્વારા આધુનિક કૃષિ-જ્ઞાન અને અભિવૃદ્ધિની ઉપાય-યોજના.

(સ) ગ્રામ્ય અને સ્થાનિક સંયોગાનુકુળ કેળવણી-પ્રદાન-યોજના અને ઉત્કૃષ્ટ ગ્રામ્ય-જીવન-વિકાસ સંપાદક યોજના.

# પ્રકરણ ૩ જું.

## ગ્રામ્ય-અભ્યુદયનાં સચેતન તત્વો.

### વીલેજ-ગાઇડસ-સંસ્થા અને ગ્રામ્ય-અર્થશાસ્ત્ર-શાળાની સ્થાપના.

ગ્રામ્યાર્થશાસ્ત્રશાળા એ ગ્રામ્ય (Rural Economy) જીવન કેવી રીતે ગાળવું તે બાબતના શિક્ષણ અને અનુભવ માટે છે. હિંદના ગામડાં ગંદાં છે અને તે કારણથી ગ્રામ્યજનો સામાન્યરીતે બીનતંદુરસ્ત, વૈભવહીન હોય છે અને તેઓ આળસમાં પોતાનો સમય ગાળે છે. અત્યારે પ્રાથમિક અને કૃષિય કેળવણીની ગામડામાં એવી સ્થિતિ છે કે કોઇ ગામમાં નિશાળ હોય તો ઠીક અને ન હોય તો પણ ઠીક. ખેડુતનો છોકરો ભણેલો હોય તો અને તે ન ભણેલો હોય તો પણ શું? સામાન્યરીતે ગામડાંના બધા જીવો અંધારાવાળાં અને ગંદા ઘરોમાં ઘણી વાર રહે છે; તેનું ગામ ગંદકીથી ભરપુર હોય છે; અને ખેડુતવર્ગ જંગલી રિવાજોને અનુસરે છે. જો કદાપિ ખેડુતના છોકરાઓ ઉંચી કેળવણી લે છે તો તેઓ બીજા ધંધા માટે શહેરોમાં નાસી જાય છે. કેળવણીનું મુખ્ય કર્તવ્ય તો એ છે કે ખેડુત પોતાની જાતને કેમ સુધારે તે વાત બતાવવી, એટલુંજ નહિ પણ કેળવણી દ્વારા તેના અંતઃકરણમાં ઉચ્ચ ગ્રામ્ય-જીવન ગાળવાની જીજ્ઞાસા અને ઉત્કંઠા ઉત્પન્ન કરવી જોઇએ. આ કેળવણી સંગીન અને ઉપયોગી કહેવાય. ગ્રામ્ય-અર્થ-શાસ્ત્ર-શાળાએ એવું શિક્ષણ આપવું જોઇએ કે ખેડુત પોતાના ધંધાની મગરૂરી લે, કારણકે જાતમહેનત વિના, ખેડુતની ખેતી અને ગામની સુધારણા કદી પણ થઇ શકશે નહિ. તે શાળાનો બીજો ઉદ્દેશ એ હોવો જોઇએ કે ખેડુતના મનમાં સ્વાશ્રય, અને પ્રજા-સેવાનાં ઉત્કૃષ્ટ ધ્યેય ઉંડાં ઉતરે અને ખેડુત પુખ્તાવસ્થામાં પોતાના સમયનો રૂડો અને આત્મ અને ખેડુત-વર્ગ-હિતકર ઉપયોગ કરે. ત્રીજો ઉદ્દેશ એ હોવો જોઇએ કે પ્રત્યેક ખેડુતના અંતઃકરણમાં એવો વિશ્વાસ ઉત્પન્ન થાય કે જેથી તે ખાત્રી અને શ્રદ્ધાપૂર્વક એમ માને કે પોતાના જીવનના ઉદ્ધાર અને વિકાસ માટે જોઇતાં સઘળાં સાધનો અને ઉપાયો પોતાનાજ હાથમાં છે અને તેનો ઉપયોગ પોતાને સ્વાશ્રયથીજ કરવાનો છે. ચોથો અને સૌથી ઉપયોગી ઉદ્દેશ એ હોવો જોઇએ કે ગૃહ-અર્થ-શાસ્ત્રના જ્ઞાનથી પ્રત્યેક ખેડુત પોતાનો ગૃહ-સંસાર-વ્યવહાર કરકસરથી કેમ ચલાવવો તે વાત બરાબર શીખે.

ગ્રામ્ય-સુધારણાનાં સચેતન તત્વોમાં સ્કુલમાસ્તર અને પટેલ એ મોટો ફાળો આપી શકે છે. આ ઉપરાંત તે કામ માટે વીલેજ-ગાઇડસની સહાયની પણ આવશ્યકતા છે.

હવે આપણે પૂર્વોક્ત શાળામાં કયા વિષયોનું શિક્ષણ આપવું તે માટે એક તદ્દન નવીન અને સરકારી કેળવણી ખાતાથી જુદો અભ્યાક્રમ ગોઠવીએ. તે અભ્યાસક્રમ નીચે પ્રમાણે હોઇ શકે.

(૧) પ્રેકટીકલ એગ્રીકલ્ચર, (ખેતી) (૨) સામાજીક સુખાકારી, (૩) ગ્રામ્ય-હાઇજીન, અને સેનીટેશન, (૪) ગ્રામ્ય-સ્વચ્છતા-સંપાદન કરવાના સાદા નિયમોનું અનુભવિક જ્ઞાન, (૫) ઢોર ઉછેરનું જ્ઞાન, (૬) પશુ-ઔષધાલયના સામાન્ય નિયમોનું સાદું જ્ઞાન, (૭) રમતગમત-કસરતાદિ વ્યાયામ-વિષયોની અનુભવિક તાલીમ, (૮) જાદુઇ ફાનસના ઉપયોગનું જ્ઞાન, (૯) ગ્રામ્ય-કાર્ય-જ્ઞાન અને ભાષણ-પ્રવૃત્તિ, (૧૦) ભૂ-શાસ્ત્ર-જ્ઞાન, (૧૧) ભૂગોળ, (૧૨) ભૂ-પ્રાણિ-શાસ્ત્ર (Biology), (૧૩) ફર્સ્ટ-એઇડ, (૧૪) નામુંઠામું.

સામાન્ય રીતે ખેડુત બાળકો ભણે છે ખરાં, પણ ગણતાં નથી, તે કારણથી જેવાં તેઓ પોતાનું ભણતર તજી દે છે અને ખેતીના કામમાં ગુંથાય છે કે લાગલુંજ જે તે ભણ્યાં હોય તે વીસરી જાય છે. તેટલા માટે નવા અભ્યાસક્રમમાં એવી ગોઠવણ હોવી જોઇએ કે જે શિક્ષણ તે લે તે તેના મન સાથે ઓતપ્રોત થાય અને તેનોજ તે પોતાના પાછલા જીવનમાં સદાકાળ ઉપયોગ કરે. આ ઉપરાંત ગ્રામ્યશાળાના ઉંચા ધોરણના છોકરાઓ પોતાની આસપાસના નિશાળ વિનાના ગામડામાં જાય અને ત્યાં જાદુઇ ફાનસના

પ્રયોગ દ્વારા ગ્રામ્ય જીવન-સુધારણાનાં ભાષણો આપે. બીજું તે અભ્યાસક્રમ એવી રીતે રચાવો જોઇએ કે જેમાં ખેડુત બાળકોને ફર્સ્ટએડના સર્વસામાન્ય અને સાદા સિદ્ધાંતોનું અનુભવિક જ્ઞાન થાય અને તે વિષયની પરીક્ષા તે પસાર કરે.

આ ઉપરાંત પૂર્વોક્ત અભ્યાસક્રમદ્વારા ખેડુત-બાળકોને પરસ્પર સહાય-તત્વનું ઉપલકીયું જ્ઞાન આપવું. નામુંઠામું શીખવવું કે જેથી ભવિષ્યમાં તેમને કોઓપરેટીવ સોસાયટી અથવા શાહુકાર સાથે નાણાં સંબંધમાં કામ પડે, ત્યારે તે બાબતમાં તેઓ છેતરાય નહિ. ઉંચી પ્રાથમિક કેળવણી લેવા માટે ખેડુતના નાનાં ગામનાં છોકરાઓને મોટા શહેર કે ગામમાં જવું પડે છે. જ્યારે તે પોતાનો અભ્યાસક્રમ પુરો કરી પોતાને ગામ પાછા આવે, ત્યારે તે પોતે પોતાના ખેતીના કામમાં ભલે પડે, પણ જો સવડ હોય તો તેઓએ વીલેજગાઇડ કે ગ્રામ્યશાળાના શિક્ષક તરીકેનું કામ ઉપાડી લેવું જોઇએ. જો કદાપિ સંયોગવશાત્ તેઓ ઉપરનું કામ પોતાના ખેતીના કામને નુકશાન કર્યા સિવાય કરી ન શકે તો તેઓએ પોતાના નવરાશના વખતમાં ઉપરના બે કામ વગર લવાજમે કરવાં જોઇએ. વરસમાં દરેક ખેડુતને નવરાશનો વખત જોઇએ તે કરતાં વધારે મળે છે.

ખેડુતના જીવન અને ખેડુતની ખેતીને સુધારવાનો એક શ્રેષ્ટ ઉપાય એ છે કે વીલેજ-ગાઇડ ( ગ્રામ્ય અનુચર ) ની એક નૂતન સંસ્થા ઉભી કરવી અને તેમાં દાખલ થનાર નિઃસ્વાર્થવૃત્તિના, ઉદારચિત્ત અને સધન ઉમેદવારોને ગ્રામ્ય-જન-ઉન્નત્તિના બધા અનુભવિક પાઠ શીખવવા. જ્યારે તેઓ અમુક નિશ્ચિત અભ્યાસ પછી તેની પરીક્ષામાં ઉત્તીર્ણ અથવા પાસ થાય, ત્યારે તે સમૂહનો એક એક ઉમેદવાર એક એક ગામડામાં જઇ ત્યાં નિવાસ કરે અને તેની ખેડુત પ્રજા સાથે વિવિધ પ્રકારે એકરૂપ થાય. આ ગોઠવણથી આવો બુદ્ધિશાળી ઉમેદવાર થોડા સમયમાં તે ગામના લોકોનાં સ્વભાવ, ટેવો, રીતરિવાજ, સુખ દુઃખો અને અગવડોનું સંગીન અને સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરશે અને આ પ્રમાણે ગ્રામ્ય-જનની નાડ પકડી તેના રોગોની સાચી ચિકિત્સા એક વખત થઈ એટલે તેના નિવારણ માટે તે રામબાણ ઉપાય યોજના કરી તેને સત્વર અમલમાં મુકી શકશે. કોઇ શહેરી કે કોઇ અમલદાર જ્યાં સુધી ગ્રામ્ય-જીવન સાથે પ્રેમ અને ઉત્સાહપૂર્વક લાંબા કાળસુધી ઓતપ્રોત થાય નહી, ત્યાં સુધી તે ખેડુત-પ્રજાને સહાય કરી શકે નહિ. સારાંશ કે જ્યાં સુધી શહેરી કે અમલદાર પોતે સર્વાંશે ખેડુત ન બને, ત્યાં સુધી ખેડુતની ધગશ અને દાઝ જાણી શકે નહિ અને વ્યાધિ જાણ્યા વગરના ઉપાય શા કામના ? પંચમહાલ જીલ્લામાં પુજ્ય ઠક્કર બાપા અને શ્રીયુત્ પંડયા, શ્રી. લક્ષ્મીકાન્ત વગેરે તેમના અનુયાયીઓ આવે ધોરણેજ ભીલના ગામોની સુધારણા માટે કામ કરે છે. આવા વીલેજ-ગાઇડો નીચે દર્શાવેલા બે અપવાદ સિવાય ગ્રામ્ય સુધારણાની સાથે ઘાડો અને અંગત્ સંબંધ રાખે તો તેઓ બધાં સરકારી ખાતાઓનું કામ કરી શકે. આમાં મંદવાડ કે રશી-સિંચનના વિષયો અપવાદ રૂપ છે, કારણ કે તેમાં ખાસ એકસપર્ટ જ્ઞાનની જરૂર પડે છે. આ ગાઇડો શું કામ કરે તેનો પ્રોગ્રામ નીચે પ્રમાણે હોઇ શકે. આ પ્રોગ્રામ સ્થાનિક સંજોગો અનુસાર યોગ્ય ફેરફારને પાત્ર ગણાય.

(૧) બેંકનું કામકાજ, (૨) પોસ્ટનું બધું કામકાજ, (૩) જન-સમાજ-સુખાકારી જાળવવાનું કામકાજ, (૪) જેટલાં પ્રાણિને વેકસીનેશન મુકાવવાની જરૂર હોય તેનું લીસ્ટ તૈયાર કરવું, (૫) ખેડુતોને વેકસીનેશન માટે દાકતરની પાસે જવાની સમજ પાડે, (૬) ગ્રામ્ય-સ્વચ્છતા-પ્રબંધ, (૭) ખાતરના ખાડા ખોદવામાં ખેડુતને સલાહ અને સહાય, (૮) ખેડુતના ઘરને બારી બારણાં મુકાવવાની સમજણ માટે ખેડુતને સલાહ, (૯) જીવન-મરણ-પત્રકોની તપાસ, (૧૦) ઉંદરોનો ધ્વંસ, (૧૧) પશુ વ્યાધિ-પ્રસાર-સમયે ખેડુતને પોતાનાં ઢોરોને ઈનઓકયુલેશન કે રશીસિંચન મુકાવવા માટે સુચના, (૧૨) કોલેરા વ્યાધિ-વિસ્તરણ પ્રતિબંધક ઉપાય-યોજનાની ખેડુતોને સમજ, (૧૩) જાદુઇ ફાનસના પ્રયોગદ્વારા ગ્રામ્યજનોને ખેતી સુધારણા-સહાયક-સિદ્ધાંતોનું જ્ઞાન, હાઇજીન, ( સુખાકારી કેમ સંપાદન થાય તેનું જ્ઞાન ) અને ગ્રામ્ય-જીવન--અભ્યુદય માટે સર્વ સાધનો અને ઉપાયોની યોજના. આ બધાં તત્વોનું જ્ઞાનપ્રદાન, (૧૪) ખેતીવાડીનાં સુધરેલાં

અને નવાં ઓજારોનો ઉપયોગ અને તેની ખરીદી, પ્રરયન વ્હીલ તથા સાંઠની ખરીદી અને તેના ઉપયોગ બાબત યોગ્ય સુચનાઓ, (૧૫) બાળકોને શાળામાં મોકલવાની માબાપને સલાહ, બાળ લગ્નપ્રતિબંધક ભાષણો અને ખેડુત-સ્ત્રીવૃંદને પોતાના આંગણાં અને વાડામાં પુષ્પ-છોડનું આરોપણ કરવાની સલાહ અને સહાય. સારાંશ એ કે ગ્રામ્ય-જીવન-પુનર્ઘટના માટે ઉપયોગમાં આવતાં સર્વ પ્રકારનાં સાધનો અને ઉપાયોના માર્ગદર્શક રૂપ ગાઇડ થવું જોઇએ. ગ્રામ્યજનોને પોતાનો સ્વાર્થ વ્હાલો નથી એમ નથી, પણ ક્નડમતને લીધે તેને કાંઇ સૂઝતું નથી. ગામડાંના ઘણા અમલદારો સહાનુભૂતિ બતાવતા નથી તે વાત સાચી છે.

ગામડાંમાં ગાઇડસો અને અમલદારો સાથે મળીને ગ્રામ્ય-જીવન-સુધારણાનું કામ કરે તો તેથી ખેડુત-વર્ગને લાભ થાય. આ ઉપરાંત દરેક પ્રાંતમાં લોકલબોર્ડ અને ડીસ્ટ્રીક બોર્ડના ધોરણે રચાયેલી ધી રૂરલ કમ્યુનીટી કાઉન્સીલની સ્થાપના થવી જોઇએ. આ કાઉન્સીલ બધાં ખાતાંનાં ગ્રામ્ય-જીવનોન્નત્તિ માટેનાં સઘળાં કામોનું સમગ્રરીતે પ્રચારકાર્ય ગામડાંમાં કરે અને રૂરલ-ઇકોનોમી શાળા આ કામ માટે ઇલાયદો સ્ટાફ પુરો પાડે. વીલેજ-ગાઇડની માફક જો પૂર્વોક્ત સ્ટાફ પોતાનાં યોગ્ય કર્તવ્યો વફાદારી, પ્રેમ અને પ્રમાણિકતાથી બજાવે તો બિચારા, ભોળા અને પરોપકારવૃત્તિની સારી રીતે પીછાણ કરનારા ગામડાંના ખેડુતો તે બધાને દેવ તરીકે પૂજે એ બાબત સમર્થન કરવાની કાંઇ જરૂર જણાતી નથી. આ બાબતમાં લેખક એક દૃષ્ટાંત આપશે. લેખક પોતે અમદાવાદ શહેરનાં એલીસ બ્રીજની પેલે પાર આવેલાં અમુક ગામડાંમાં પ્રચાર-કાર્ય કરે છે. ત્યાં જઇને અનુભવથી ત્યાંના લોકોના દુઃખો, અગવડો, જમીનના ગુણો, પાકો, મ્હેસુલ કે વિઘોટી દર, દર વિઘે પાકનો ઉતાર વગેરેનો અંગત અભ્યાસ કરી ગ્રામ્યજનોના ધાડા અને અંગત પરિચયમાં આવે છે. આ બધા પ્રસંગોમાં તેને એમ જણાયું છે કે જે માન અને સત્કાર તેઓ તેમના સામાજિક હિતકર્તા તરફ દર્શાવે છે તેવો સત્કાર તેઓ રેવન્યુ-તલાટી, સર્કલ-ઇન્સ્પેક્ટર, અરે પ્રાંતના તાજ વિનાના રાજા મહેરબાન મામલતદાર સાહેબને પણ બતાવતા નથી. એવા દાખલા બન્યા છે કે ગામડાંના લોકોએ તાજેતરમાં મામલતદારને પાણી સરખું પણ પાયું નથી. આ બધો યુગનો પ્રભાવ છે. નૂતન-પ્રજાકિય જુસ્સાનો પ્રવાહ સોરવસવર્ડરના લાભમાં છે તો તેનો પુરેપુરો લાભ દેશના નેતાઓને લેવાની અને આ રીતે સમસ્ત દેશનું હિત સાધવાની આ ઉત્તમ તક છે. એક વખત ગયેલો અનુકુળ સમય ફરીથી આવતો નથી. જ્યારે આખું વિશ્વ ફેરફારોને ક્ષણે ક્ષણે આધીન છે તો પછી ખેડુતની મનોદશાના ફેરફાર વિષે શું કહેવું !

પોતાના કાર્ય-ક્રમની નોંધ માટે પ્રત્યેક વીલેજ-ગાઇડે એક ડાયરી રાખવી. તેમાં એક એક પૃષ્ટ ઉપર પ્રત્યેક કુટુંબની સંક્ષિપ્તમાં હકીકત ટાંકવી અને તેમાં તે કુટુંબમાં કેટલા વૃદ્ધો, યુવાનો, બાળકો, કેટલાં ઢોરો, કેટલાં ઓજારો, વગેરે છે તેની નોંધ કરવી. આવી નોંધથી તે જાણી શકશે કે કયા બાળકને શીળી કઢાવવાની અને શાળામાં મોકલવાની જરૂર છે, કયાં ઢોરને શીળી કઢાવવાની આવશ્યકતા છે. કયાં ઓજારો જુનાં, નિરૂપયોગી અને કાટ ચડેલાં થયેલાં છે અને તેને બદલે કેવાં ઓજારો વેચાથી લેવાની જરૂર છે; ખેડુત સ્ત્રીઓને કેવાં પ્રકારનાં દુઃખોમાંથી પસાર થવું પડે છે; ખેડુતને પોતાના ખેતીના કામમાં કેટલી તગાવીની જરૂર છે વગેરે અનેક પ્રકારની નાની મોટી બાબતો તે જાણી શકશે અને તે બાબત પોતાથી બનતું કરશે. ગ્રામ્ય-પુનર્ઘટનાનું યંત્ર ઘણું ગુંચવણીયું છે. તેમાં અનેક પ્રકારનાં ઉપ-યંત્રો ગોઠવાયેલાં છે. જેને આ બધાં યંત્રો અને ઉપયંત્રોનું સંપૂર્ણ અને સંગીન જ્ઞાન હોય તેજ આ મશીન ચલાવી શકે. બાકી તો ગોથાં ખાય.

બ્રીટીશ સરકારે આ દેશમાં કેટલાંક વર્ષથી સ્કાઉટ-સીસ્ટમ દાખલ કરી છે અને તેમાં લાખો યુવાનો અને વિદ્યાર્થીઓ જોડાયા છે. તેજ સીસ્ટમને જરા વિસ્તૃત બનાવી તેનો ગ્રામ્ય-સુધારણાના કામ માટે ઉપયોગ થાય તો સમસ્ત દેશને બહુ સારો અને મોટો લાભ થાય. આ પ્રજાકીય સંસ્થાનું ધ્યેય એ છે કે વિના સ્વાર્થે અને ગમે તે ભોગે સમાજ-સેવા કરવી. આવા ઉત્કૃષ્ટ ધ્યેયવાળા યુવકો જો ગામડાની હંગામી મુલાકાતે જાય અને ગામડામાં કાયમ રહેતા વીલેજ-ગાઇડસ સાથે જોડાય તો દૂધમાં સાકર ભળ્યા જેવું થાય; પણ આ પ્રકારની ગોઠવણ કરવામાં સરકાર કે દેશી રાજ્ય અને સ્કાઉટ-સીસ્ટમમાં રસ લેનારા અને હિત ધરાવનારા શહેરી જનોની સહાનુભૂતિ, સલાહ અને સહાયની સંપૂર્ણ આવશ્યકતા ગણાય. રાજા-પ્રજા-ઉભય સાથે મળી દેશહિતનું કામ કરે તોજ તે સફળીભૂતરીતે થાય. એ હાથ વીના તાળી પડે નહિ.

સ્વાનુભવ અને જાતિ તપાસ પરથી એમ જણાય છે કે ગંરગાંવ પ્રાંતમાં સ્કાઉટ-સંસ્થાની ઝાળ આખા પ્રાંતમાં પથરાઇ છે. દરેક ગામડાની શાળાના યુવાન વિદ્યાર્થીઓ સ્કાઉટનું કામ સારી રીતે કરે છે. તેઓ પોતાનું ગામ સાફ કરે છે. નવરાશના વખતમાં ખેતરમાં જઇ તેની આસપાસ વાડ બનાવે છે અને આવાં આવાં બીજાં અનેક કામ ઉત્સાહપૂર્વક કરે છે. આવી સંસ્થાઓ જો સમસ્ત હિંદના સાત લાખ ગામડાંમાં સ્થપાય તો ગ્રામ્ય-પુર્નજીવનનું કામ પોણોસો ટકા સ્વતઃ થાય અને હિંદ થોડા સમયમાં કૈલાસ બને તે નિઃસંદેહ માનવું.

ગ્રામ્ય-પુનર્જીવનના વિષયમાં એક બીજા નૂતન તત્વને ઉમેરવાની જરૂર છે. તે એ કે પ્રત્યેક ગામડામાં ખાસ કરીને વીલેજ-ગાઇડસ અને સામાન્યરીતે વીલજ-સ્કાઉટસની સહાયથી કો-ઓપરેટીવ-બેટર લીવીંગ-સોસાયટી ( સારૂં ગ્રામ્ય-જીવન ગાળવાની સંસ્થા ) સ્થાપવી જોઇએ. એ ગોઠવણથી બહુ લાભ થાય. તે એ કે દરેક સભ્ય પોતાના શિરપર વ્યક્તિગત ( Individual ) અને સંયુક્ત ( aggregate or general ) જવાબદારી કેવા પ્રકારની છે તે બરાબર સમજી શકે. વળી એવી સંસ્થાના મેંબર થઇને તેના સૂચિપત્રપર જે સભ્ય એવી લિખિત પ્રતિજ્ઞા કરે કે હું જ્યાં સુધી આ સંસ્થાનો સભ્ય રહીશ, ત્યાં સુધી હું તે સંસ્થાના સઘળા નિયમોને બરાબર અને વફાદારીથી પાળીશ તો તે સભ્ય સ્વાત્મોન્નતિના સઘળાં સાધનો અને ઉપાયોનો બહોળો ઉપયોગ કરશે અને આ રીતે તે સભ્ય પોતાના શુદ્ધ અંતઃકરણમાં સ્વાશ્રય અને સચ્ચારિત્ર્યનો સંગીન પાયો નાખશે. જ્યારે આમ થશે ત્યારે આ નૈતિક બંધનથી આ સંસ્થા પોતાના સભ્ય-વૃંદની આત્મોન્નતિ પ્રાપ્ત કરશે અને તે સંસ્થા પછી એક પગલું આગળ ભરશે અને પોતાના કાર્યક્રમની કક્ષા કે પરિધિમાં વધારો કરશે. તે એ કે પ્રથમ આખું ગામડું, પછી આખો પ્રાંત અને અંતે આખો દેશ એ પ્રમાણે સર્વ પ્રકારની કૃષિય, ઔદ્યોગિક, સામાજિક, સમાજ-સુખાકારી વિષયક, કો-ઓપરેટીવ, આદિ તત્વોની ઉન્નતિ સંપાદન કરવા માટે સપ્રેમ અને નિષ્કામ પ્રયાસ આદરશે.

આવું ઉત્કૃષ્ઠ સોરયલ-ધ્યેય એ અનુકરણીય, સ્મરણીય છે પણ તે કાલ્પનિક તો નથીજ. આવા નિઃસ્વાર્થ અને નિષ્કામ આત્મ-પ્રયાસથી વીલેજ-ગાઇડ ગ્રામ્ય-સમાજના મોટા ભાગને, પોતાના ઉપર વર્ણવેલા ધ્યેય સાથે થોડા સમયમાં, ગામડાંમાં પોતાના શાશ્વત નિવાસને લીધે, એકરૂપ કરી શકે અને જ્યારે આવી પરીસ્થીતિ ઉત્પન્ન થાય, ત્યારે તે અનુચર જે હિતકર વાત ખેડુતોને કહેશે તે બધીનો તેઓ સત્વર સ્વીકાર કરશે અને તેનો અમલ પણ આનાકાની વગર કરશે.

જો કદાપિ વીલેજ-ગાઇડ-વૃંદ પોતાના ગામમાં, આત્મ-પ્રયાસના શુભ પરિણામમાં, વીલેજ-સોસાયટીની સ્થાપના કરવામાં ભાગ્યવંત અને ફતેહમંદ નીવડે તો તેણે પ્રથમ તો તે સંસ્થા ચલાવવા માટે નીચેના નિયમો ઘડવા પડશે. તે નિયમો નીચે પ્રમાણે હોઇ શકેઃ—

(૧) તે સોસાયટીનું નામ, મળવાનું સ્થળ અને સમય.

(૨) સોસાયટીનું ધ્યેય કે લક્ષ્ય-બિંદુ.

(અ) સભ્યોની સામાજીક પરિસ્થીતિ-સુધારણા અને તેની અભિવૃદ્ધિ.

(બ) સભ્યોમાં પ્રવર્ત્તતા ખરાબ રિવાજો અને ટેવોનું ઉચ્છેદન.

(ક) સભ્યોની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કે ધાર્મિક વૃત્તિ-સુધારણા.

(ખ) સભ્યોમાં કરકસરના ગુણનું આરોપણ અને તેઓના દ્રવ્ય-વ્યયનો અટકાવ.

(ગ) આરોગ્યશાસ્ત્રના સર્વસામાન્ય સિદ્ધાંતોનું જ્ઞાન અને જનસમુદાયનાશાત્મક વ્યાધિ-સમૂહ સામે અહિંસક યુદ્ધ-વ્યૂહ-રચના.

(ઘ) આત્મ-સ્વમાનરૂપી સદ્દગુણ-વિકાસ અને અનીતિ-અધર્મ-કર્મ-પ્રતિબંધ.

(ચ) સભ્યો અને તેનાં બાળ-વૃંદની કેળવણી, રમત ગમત, અને જે જે તત્વો ગ્રામ્ય-જનના જીવનને આનંદમય અને સુખરૂપ બનાવે તે બધાં તત્વની યોજનામાં સલાહ, સહાય અને સહાનુભૂતિ.

(૭) સભ્યોના અંતઃકરણમાં સ્વાશ્રય, પરસ્પરસહાય, કરકસર રૂપી સદ્ગુણની ભાવના અને જીવન-વ્યવહારના સિદ્ધાંતો અને વિચારોનું આરોપણ ( inculcation )

(૩) મેમ્બર-શીપના ક્વોલીફીકેશન્સ એટલે ગુણો.

(અ) ગામનો વતની, (બ) ૧૮ કે તેથી વધારે વર્ષની ઉમર, (ક) ૧૨ કે તેથી વધારે ઉમ્મરનો માર્ગનાર, (ખ) અમુક એકરની જમીનની ખેતી, અથવા અમુક વાર્ષિક કૃષિય ઉત્પન્ન, (ગ) સારી ચાલ-ચલગત, (ઘ) ગ્રામ્ય-જન-સમાજની ચુંટણીદ્વારા સભ્ય-પસંદગી, (ચ) અમુક નિશ્ચિત માસિક ફી, (છ) સભ્યોની સહીવાળાં અને અભણ સભ્યોના અંગુઠાની નિશાનીવાળાં નામનું રજીસ્ટર, (જ) વીલેજ-બેટર-લીવીંગ સોસાયટીના નિયમોનું નૈતિક બંધન, (ઝ) તેના ઉલ્લંઘન માટે મેનેજીંગ કમીટી-નિર્ણિત-દંડ, (ટ) સંસ્થાના સમગ્ર દેવામાં પ્રત્યેક સભ્યની અમુક નિશ્ચિત રકમની વ્યક્તિગત જવાબદારી.

(૪) નીચેનાં તત્વોની થાપણ બનશે.

(અ) પ્રવેશક ફી, (બ) ખાનગી સહાય, (ક) સભ્યોનો ફંડમાં ફાળો, (ખ) દંડ, (ગ) માસિક ફી, (ઘ) ગ્રાંટ.

(૫) જનરલ મીટીંગ, પ્રમુખ, ઉપ-પ્રમુખ, સેક્રેટરીઓ અને ખજાનચીની ચુંટણી.
નિયમોઃ—(અ) જનરલ મીટીંગ વર્ષમાં બે વાર મળે, (બ) એકતૃતીયાંશ સભ્યોનું કોરમ બને.

(૬) મેનેજીંગ કમીટી-તેના ચેરમેનની પસંદગી.
નિયમોઃ—(અ) તેમાં પાંચ મેમ્બરોની સંખ્યા, (બ) જરૂરીયાત પ્રમાણે તે મળે, (ક) ત્રણ મેમ્બરોનું કોરમ બનશે.

# પ્રકરણ ૪ થું.

## સ્ત્રી-સમાજ-હિતવર્ધક-કાર્યક્રમ.

સમસ્ત હિંદની સ્ત્રી-જાતિની પરિસ્થીતિ દયાજનક છે. જન્મથીજ તેને પશુસમાન ગણવામાં આવે છે અને તેના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવામાં આવે છે. આવી વર્તણુકની પરંપરાના સંસ્કારો સ્ત્રી-જાતિના સુકોમળ અંતઃકરણમાં એવા તો ઉંડા કોરાય છે કે તે પોતે પોતાને ગુલામોની માફક અધમ આત્માવાળી ગણતાં શીખે છે. જ્યાં સુધી આ દેશમાં સ્ત્રી-જાતિનો સર્વ પ્રકારે અને સર્વ દિશામાં ઉદ્ધાર ન થાય, ત્યાં સુધી સમસ્ત હિંદનો અભ્યુદય થાય નહિ. આનંદદાયક વાત એ છે કે હમણાં હમણાં સ્ત્રી-જાતિ પોતે પોતાની સુષુપ્તિમાંથી જાગ્રત થઈ છે અને પોતાનો ઉદ્ધાર સ્વાશ્રયથીજ સાધ્ય કરવાને પ્રવૃત્તિમાન અને ઉદ્યોગપરાયણ થવા લાગી છે. આ પ્રવાહને સાંપ્રત અહિંસક યુધ્ધે એક સહસ્ત્ર ધારું બળ આપ્યું છે. વળી આ ઉપરાંત ખેડુત-સ્ત્રીની અવદશા એવી છે કે બાળ-લગ્નના રિવાજના પરિણામે જે સમયે તેને શાળામાં જવાનું હોય તે સમયે તે બાળકની માતા બને છે. સાસરીયામાં તેને હમેશાં અંધારા અને ગંદકીથી ભરેલા ઓરડામાં પોતાના રાત દિવસ દુઃખે ગાળવા પડે છે. જો કે બાળ ઉછેરવાનું કામ સોએ સો ટકા માતાના શિરપર હોય છે છતાં પહેલેથી તેને બાળ-વિકાસ શી રીતે સંપાદન કરવો તેની બીલકુલ માહિતી હોતી નથી. ખેડુત-સ્ત્રી અને બાળકોને ખેતરમાં કામ કરવાનું હોય છે તેનો લાભ એકે તેઓને ખેતરની ખુલ્લાનુમાં અને તાજી હવા મળે છે, એટલે પોતાના ગામ અને ઘરમાં ગંદકીના જે રજકણો તેનાં શરીરમાં પેઠાં હોય છે તેનો કેટલેક અંશે નાશ થાય છે. આ વાત તો સાચી છે કે જો ખેતીમાં સારો વધારો કરવો હોય તો ખેડુતનાં બાળકો અને ઢોરોની એકસરખી સંભાળ રાખવી જોઇએ. પણ આવી સંભાળ ખેડુત-સ્ત્રી-સમૂહથી રખાતી નથી,

કારણ કે તે બિચારો સ્ત્રી-સમૂહ ઘર અને ખેતરપાદરના ભારે કામમાં પોતાનું માથું પણ ઉંચુ કરી શકતો નથી. જ્યારે સગર્ભા ખેડુત-સ્ત્રીને બાળક જન્મે છે, ત્યારે પ્રથમ તો બાળકને જન્માવવા માટે અભણ અને અશિક્ષિત ગામની હજામડીને દાયણ તરીકે બોલાવવામાં આવે છે અને તેથી ઘણી સગર્ભા સ્ત્રીઓને પોતાની બાકીની જીંદગીના અવશેષ ભાગમાં બહુ સહન કરવું પડે છે. કેટલીક તો મરણને વશ થાય છે અને બાળકો કાંતો આંખો ખુએ છે અને કાંતો તેના હાથ કે પગ અપંગ થાય છે. ખેડુત સગર્ભા સ્ત્રીના દુઃખનો આટલેથીજ અંત આવતો નથી. બાળકનો જન્મ થયા પછી તેને એક હવા-પ્રકાશહીન ઓરડીમાં ઢોરની માફક ગોંધવામાં આવે છે અને જો તે વહુ ( દીકરી નહિ ) હોય તો તેના ભોગજ મળે છે. તેને સારો અને પૌષ્ટિક ખોરાક આપવામાં આવતો નથી અને કાઠિયાવાડમાં તો તેના સુવાવડના ખાટલા નીચે છાણાંનો રાત્રદીવસમાં બે વાર બહુ ભારે શેક નાખવામાં આવે છે. આ કઢંગી અને જંગલી રીતથી ઘણી સુવાવડીના કાથાના ખાટલા સળગી ઉઠે છે અને બાળક-માતા ઉભયને દઝાડે છે. આ વાત લેખક સ્વાનુભવ પરથી લખે છે. જો કદાપિ ખેડુતના ઘરની વહુને દુર્ભાગ્યે દીકરી અવતરે છે તો તે બિચારીનાં દુઃખનો પાર રહેતો નથી. ખુદ ધણી, સાસુ અને નણંદ તેને મેણાં મારી તેનું લોહી પી જાય છે.

આ બધામાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ સ્થિતિ મટાડવાનો ઉપાય શું ?

પહેલો અને સહેલો ઉપાય એ કે ખેડુત-સ્ત્રી સમાજને તેના ઘર અને ખેતરપાદરના બહુ ભારે કામથી રાહત મળે તેવી અને તે રાહતનો ઉપયોગ તે પોતાનાં બાળકોને લઈ ગામના પાદરમાં આવેલી ઉદ્યાનમાં સાંજે જાય તેવી વ્યવસ્થા થવી જોઇએ. બીજો ઉપાય એકે ખેડુત બાળાને કેળવણી આપવી જોઇએ કે જેથી તે સાસરે જાય અને માતા બને ત્યારે પોતાની બધી ફરજો સમજીને અને કરકસર કરીને કરે. ત્રીજો ઉપાય એકે સ્ત્રી-સમાજને પુરૂષ-સમૂહના જેટલા હકો મળવા જોઇએ અને તેના તરફ માનની દૃષ્ટિથી જોવું જોઇએ. ચોથો ઉપાય એ કે દરેક પ્રાંતના હેડક્વાટરમાં ગૃહ-અર્થ-શાસ્ત્રની ખાસ શાળા ઉઘાડવી. તેમાં સધન શહેરીઓનું સ્ત્રીવૃંદ શિક્ષણ લે અને તે રીતે તૈયાર થયેલી સ્ત્રીઓ સ્વયંસેવકનું કામ ઉપાડી ગામડાંમાં જઇ આંગણે આંગણે ફરે અને ખેડુત-સ્ત્રીઓને ગૃહ-અર્થ-શાસ્ત્રનો ટુંકામાં બોધ આપે. આ ઉપરાંત ગામની ધર્મશાળામાં સાંજના સ્ત્રી-સંમેલન કરી બધી ગ્રામ્ય-સ્ત્રીઓને તે બાબતનું ભાષણ આપે. ગરીબ ખેડુત-સ્ત્રી પ્રાંતના હેડક્વાટરમાં જઈ અથવા મોટી સભામાં હાજર થઈ આ શિક્ષણ લે તેટલો સમય તેને હોતો નથી. અંગ્રેજીમાં એક કહેવત છે કે If mountain does not go to Mahomad, Mahomad must go to mountain—અર્થ—જો પર્વત મહમદ પીર સાહેબ પાસે ન જાય તો પીર સાહેબે પર્વત પાસે જવું જોઇએ. આ કહેવતનો સાર એકે જ્યાં સુધી ખેડુતની ઉન્નતિનાં સાધનો ખેડુતને ઘર આંગણે પુરાં પાડવામાં ન આવે ત્યાં સુધી દેશનું કલ્યાણ થાય નહિ. એમાંથી ઉદ્ભવતા ગૌણ સિદ્ધાંતાનુસાર આ વાત સ્ફૂરિત થાય છે કે જ્યાં સુધી સરકાર-દરબાર કે પ્રજા તરફથી સહાનુભૂતિનું વર્ત્તન ચલાવવામાં ન આવે ત્યાં સુધી ખેડુતનું કલ્યાણ થાય નહિ. આ વાત લક્ષ્યમાં રાખીનેજ મહારાજાધિરાજ સર શિવાજીરાવે તાજેતર ગ્રામ-સુધારણાની ગંજાવર યોજના લાખોના ખરચે પોતાના રાજ્યમાં અમલમાં મુકી છે, પણ જો ઉપલાં સિદ્ધાંતનો અનાદર કરવામાં તે સ્ટેટના અમલદારો પ્રવર્ત્તમાન થશે તો ઘમ્યું સોનું ધૂળમાં ગયા બરાબર થશે.

જો કે હજુ સ્ત્રી-નર્સોની હિંદમાં તેના ખપના પ્રમાણમાં ન્યુનતા છે ખરી, પણ તેની સંખ્યામાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે. હવે જેમ આધુનિક જમાનામાં પણ દરેક ગામને શાળા પુરી પાડવાનું કામ લગભગ અશક્ય થઈ પડ્યું લાગે છે, તેમ દરેક ગામમાં એકેક તાલીમ પામેલી દાયણ પુરી પાડી શકાય તેમ જણાતું નથી. જો કે આમ તો થઇ શકે નહિ પણ તેનો વચલો રસ્તો છે તે એકે જેવી રીતે વડોદરામાં શ્રીમતી ડૉ. કાહીગવરી કરે છે તેમ દરેક નર્સે પોતાના નવરાશના વખતમાં પાસેનાં ગામડાંની મુલાકાત લેવી જોઇએ અને ત્યાં નીચે પ્રમાણે કામ કરવું જોઇએ. તે કામ એ કે ખેડુતને ઘરે ઘરે જઇ નવાં જન્મેલાં બાળકો અને તેમની સુવાવડી માને જોવાં અને તે બાળ-જન્મના પરિણામમાં કાંઈ ખોડ ખાપણ રહી ગયેલી લાગે

તો તેના ઉપાય બતાવવા. જો કોઇ સગર્ભા સ્ત્રીના દીવસ ભરાઈ ગયા હોય તો તે બાળકને જન્મ આપે ત્યાં સુધી તેના બિછાના પાસે હાજર રહેવું અને મેડીકલ સાયન્સની પદ્ધતિએ તે બાળકને જન્મ અપાવવો. વિદાય થતી વખતે તે સુવાવડી બાઇને પોતાને શું ખોરાક ખાવો, બાળકને શી રીતે ઉછેરવું અને પોતાને અને પોતાના બાળકને સુવાવડના સમયમાં શી રીતે સાચવવાં તેની સુચના આપવી. સાથે સાથે તે સુવાવડી વહુની માસી પુતના જેવી દયાળુ અને પરમાર્થી સાસુ કે નણંદને તે સુવાવડીની બરાબર બરદાશ કરવાને આગ્રહપૂર્વક સૂચવવું. બની શકે અને જો સમય ફાલતુ હોય તો એક સ્ત્રી-સમાજ ભરવી. ત્યાં ભેગી થયેલી સ્ત્રીઓને maternity ( સુવાવડ ) અને Child-welfare ( બાળ-હિત ) સંબંધી કેટલીક ઉપયોગી સૂચના આપવી. જો કોઈ ગામ સધન હોય તો ત્યાંના લોકોએ એક ફંડ ઉભું કરીને આવા સ્ત્રી-વીઝીટરને પગાર આપી પોતાના ગામમાં દરરોજ અથવા નિશ્ચિત સમયે બોલાવવાની તજવીજ કરવી. આ વ્યવસ્થાથી આખા ગામને સારો લાભ થશે. આ ઉપરાંત દરેક પ્રાંતિક શહેરમાં હેલ્થ એસોસીએશન-સંસ્થાની સ્થાપના થવી જોઇએ અને તેના કામ અને વહીવટમાં તે શહેરના સરકારી દાક્તર અને પ્રેકટીશનરોએ પોતાના ખાસ જ્ઞાન અને અમૂલ્ય સમયનો યોગ્ય ફાળો આપવો જોઇએ. આ મંડળના સભ્યોમાંથી કોઇ પરગજુ દાક્તર હોય તેને આખા પ્રાંતમાં ફરસદે ફરવા અને ભિન્ન ભિન્ન ગામડાંની સેનીટરી સ્થીતિનો અભ્યાસ કરવા અને કોઇ મોટા ભયંકર રોગની નજીકના વખતમાં ઉત્પત્તિ થવાનો સંભવ છે કે નહિ તે શોધી કાઢવા ડેપ્યુટ કરવા જોઇએ. દાક્તરનો ધંધો એવો છે કે તેથી સ્વાર્થ અને પરાર્થ ઉભય સચવાય છે. જે દેશમાં શાઇલોક જ્યુ જેવા લોભી દાક્તરો અને વૈદ્યો હોય તો તેના ભોગ સમજવા. પ્રાંતિક હેલ્થ-એસોસીએશન આ સિવાય બીજું ઘણું કરી શકે. સુજ્ઞાત અને અનુભવી દાક્તરોને જાદુઇ ફાનસ કે સીનેમાનાં સાધનો સાથે મોકલી આપવા. અમુક પ્રકારના ભયભીત અને નાશ કરનારા રોગો અચાનક ફાટી નીકળે, ત્યારે આત્મ-સંરક્ષણ માટે શા ઉપાય લેવા અને તે રોગના પંજામાં સપડાએલા દર્દીઓને મોતના પંજામાંથી બચાવવા માટે કેવી દવા આપવી, તેણે કેવી કરી પાળવી વગેરે ઉપયોગી બાબતો તે દાક્તર પૂર્વોક્ત સાધન વડે બતાવી શકે.

દરેક જીલ્લા-શહેરમાં વીમેન-ઇન્સ્ટીટયુટ-(સ્ત્રી-સંસ્થા) ની સ્થાપના કરવી. આ સંસ્થા પોતાના મકાનમાં મેટરનીટી અને ચાઇલ્ડવેલ્ફેરના વર્ગો ઉઘાડે અને તેનો અનુભવ અને ટ્રેનીંગ લેવાને ઉત્સુક સ્ત્રીઓને તે ઉભય વિષયનું શિક્ષણ આપે. આવાં સધન ઇન્સ્ટીટયુટો તો પોતાને ખર્ચે ટેનીસ કોર્ટ બંધાવી શકે, જ્યાં શહેરનાં સ્ત્રી-પુરૂષો રમવા આવે અને પોતાની તબીયત સુધારે. આ સંસ્થાના મકાનમાં એક સુંદર અને સુશોભિત પુસ્તકાલય પણ હોય કે જેમાં આખા સુધરેલા જગતના સુવાવડ અને બાળ-હિત સંબંધના સઘળા સાહિત્યનો અખૂટ ભંડાર રહે અને બધા દેશોનાં બાળ-મરણ પ્રમાણના મોટા ચાર્ટ ટાંગવામાં આવે. આ ચાર્ટોથી એમ સમજાય કે અમુક દેશમાં આ પ્રમાણ ઘણું ઓછું બલ્કે શૂન્ય આવતું હોય તેનાં સંગીન કારણો હોવાં જોઇએ અને તે દેશે તે સંબંધમાં જે ઇલાજો ધારણ કર્યા હોય તે પોતાના દેશમાં કામે લગાડી શકાય. આ જગતમાં માત્ર આંગળીને વેઢે ગણાય એટલાજ મહાન્ પુરૂષો એવા હોય છે કે જેને અદ્‌ભુત શક્તિ (genius) વાળા કહી શકાય. સામાન્ય જન-સમાજ તો અનુકરણ કરનારો ચિતારો છે. તે જેવું નજરે જુએ અને કદાચ અનુભવે તેવું કરે, માટે પૂર્વોક્ત નકશાની આવશ્યકતા ગણાય.

કોઇ કોઇ સ્થળેથી એવી વાત આવે છે કે ખેડુત-સ્ત્રીનાં લગ્ન રજીસ્ટર કરવાં. આ વિચાર ઇંગ્રેજી લગ્ન-રિવાજ પરથી ઉદ્ભવિત થાય છે. હિંદમાં આવાં રજીસ્ટરો રાખવાની જરૂર નથી કારણ કે પહેલું તો પાશ્ચિમાત્ય દેશોની માફક ઉમરાવની દીકરી મોચીના પુત્ર સાથે સ્વયંવર કરતી નથી. બીજું એ કે અમેરિકા કે ફ્રાન્સની સૌંદર્યવાન યુવતી હિંદના કોઇ શોખીન અને વિલાસી મહારાજાધિરાજ સાથે લગ્નગ્રંથીથી જોડાતી નથી. અમારા કાઠીઆવાડ પ્રાંતની અસંસ્કૃત ભાષામાં આવાં લગ્નને " લાકડે માંકડું વળગાડયું " એમ કહે છે. સામાન્યરીતે સમસ્ત હિંદમાં, અને ખાસ કરીને ગુજરાત, કાઠિયાવાડમાં લગ્ન સંબંધમાં એવો રિવાજ લાંબા કાળથી ચાલે છે કે વરકન્યાનાં લગ્ન તેનાં માબાપ કરે છે અને જ્યારે પ્રથમ વરકન્યાનું વેવીશાળ ( કાઠિયાવાડી શબ્દ ) અથવા વિવાહ ( ગુજરાતમાં વપરાતો શબ્દ )કરવામાં આવે છે, ત્યારે પોતાની જ્ઞાતિના

ચાર પ્રતિષ્ઠિત માણસોને આમંત્રવામાં આવે છે અને વર-કન્યાના વિવાહનો સ્ટાંપનો કાગળ લખાય છે. કોઇ કોઇ પ્રસંગે સાદા કાગળ પર પણ લખાય છે. જો આ વાત સાચી હોય તો પછી અંગ્રેજી પદ્ધતનુસાર રજીસ્ટર રાખવાની બીલકુલ જરૂર રહેતી નથી.

મુંબઈ, કલકત્તા, દિલ્હીમાં જેમ થાય છે તેમ સકળહિંદના નાનાં મોટાં શહેરોમાં પણ વર્ષમાં એક વખત બેબી-શો (બાળ-પ્રદર્શન) ભરવાની ગોઠવણ થવી જોઇએ. જેમ ઢોર-પ્રદર્શનમાં અમુક ખેડુતને પોતાના બળદના શ્રેષ્ટ ઉછેર માટે સારૂં ઇનામ મળે છે, તે જોઇને તેના એકસો ભાઇઓ પોતાના સો બળદોને તેના કરતાં વધારે સારી રીતે ઉછેરવાને પ્રેરિત અને ઉત્તેજિત બને છે તેમ બાળ-ઉછેરનું પણ સમજવું. ઇનામ એ સમાજને વધારે સારૂં કામ કરાવવાની એક મહાન્ ઉત્તેજક વસ્તુ છે. બાળ-પ્રદર્શનમાં જો કે બહુજ અવાજ અને ધાંધલ થાય છે, પણ બાળ અને બાળમાતા આનંદિત જણાય છે. આવા પ્રદર્શનના નીચે પ્રમાણે લાભ છે. (૧) સ્ત્રી-સમાજનાં સ્વભાવ, ટેવ વગેરેનું સાક્ષાત્ જ્ઞાન થાય છે. (૨) માતાને બાળ--ઉછેરનું કેવું અને કેટલું અનુભવ-સિદ્ધ જ્ઞાન છે તેની ખબર પડે છે. (૩) ઉત્કૃષ્ટ અને સુંદર બાળકની માતાએ તેના શરીર-મન સુધારવા માટે કેટલી સંભાળ અને કેટલી જાતમહેનત લીધી છે તેનું તોલન થાય છે. (૪) કોઇ બાળકના ઉછેર પ્રત્યે નિર્દયતા, કે બેદરકારી બતાવવામાં આવે તો તે ઉઘાડી પડે છે અને આ વાત મોટા પ્રદર્શનમાં બનવાથી તે વાતની જે ગામનું તે બાળક હોય તેના લોકોને ખબર પડે છે અને તે ગામના આ બાબતના નૈતિક અભિપ્રાયનું એવું રૂડું પરિણામ આવે છે કે તે બાળકની અથવા તેવાં બીજાં બાળકોની તે બનાવ પછી સારી સંભાળ રખાય છે. (૫) અમુક બાળકને શીળી કઢાવવાનો વખત ભરાઇ ગયો છે કે નહિ તેની જાણ થાય છે. (૬) સૌથી મોટો લાભ તો એ કે પોતાનાં બાળકોને કેવી રીતે શ્રેષ્ટ તંદુરસ્તીવાળાં બનાવવાં તે વિષય તરફ આખી ગ્રામ્ય-જન-સમાજનું લક્ષ્ય ખેંચાય છે અને તે ઉપરાંત આ વાત આખી જન-સમાજમાં વીજળી વેગે ફેલાય છે.

આવી ડુમેસ્ટીક-ઈકોનોમી-શાળામાં જો કે પ્રથમ તો સારી સ્થીતિનાં બૈરાં આ અનુભવિક શિક્ષણ લેવા આવશે, પણ જેમ જેમ સમય વ્યતિત થતો જશે તેમ તેમ બીજી પછાત કોમનાં બૈરાં પણ આ શાળામાં આવશે, કારણ કે જે વાત સારી અને હિતકર હોય તે કોને ન ગમે? આ શાળામાં લેડી સુપ્રાન્ટેન્ડેન્ટ હોય તો તે પોતાની શાળાની દેખરેખ અને શિક્ષણ ઉપરાંત ગ્રામ્ય-સુધારણાનું પણ કામ કરી શકે. તે ફુરસદના વખતમાં અને ખાસ કરીને વેકેશનમાં સડસડ અને ધમધમ ચાલતી મોટરમાં બેસીને પાંચ પચીસ ગામડાં ફરી આવે અને તેમાં સુવાવડ અને બાળ-હિતનું કામ કરી આવે. જો તે ધારે તો દશદશ ગામડાંનું એક જુથ બનાવીને તેના કેંદ્રસ્થાનમાં ગામડાની દાયણોને એકઠી કરી તેને બાળ-જન્મ વખતે કેમ કરવું તેનું સારૂં શિક્ષણ આપે. સરકાર-દરબાર જેવી રીતે અમુક ક્ષેત્ર-પ્રદર્શનમાં પોતાને ખરચે ખેડુતોને બોલાવે છે તેમ આ દાયણોને આમંત્રે તો જરૂર બધી દાયણો આ કામ શાસ્ત્રિય પદ્ધતિથી શીખવા આવે.

પ્રાંતિય હેલ્થ-એસોસીએશન આગળ લખવામાં આવ્યું તે ઉપરાંત નીચે પ્રમાણે કામ કરી શકે. (૧) ગ્રામ્ય-હેલ્થ-સેન્ટર્સ-રચના. (૨) દેશી દાયણોને અનુભવિક જ્ઞાનદાન. (૩) સારાં કુટુંબોની પરમાર્થ વૃતિવાળી સ્ત્રીઓને મીડવાઇફરીનું શિક્ષણ. (૪) ગ્રામ્ય-બાળ-પ્રદર્શન પ્રબંધ.

હવે એવો સવાલ ઉભો થાય છે કે બાળાઓને કેળવણી આપવી તે વાત જરૂરની છે, પણ તે કેવી રીતે આપવી? બાળાને છોકરા સાથે ભણવા મોકલવી કે કેમ? આનો ઉત્તર એ છે કે અમેરિકા જેવા કેળવણીના વિષયમાં અગ્રસ્થાન ભોગવતા દેશોએ પ્રથમ મીક્સડ સ્કુલો સ્થાપી હતી અને તેમાં બાળાઓ છોકરાઓ સાથે શિક્ષણ લેતી હતી. ઘણા લાંબા કાળના અનુભવથી તે દેશને હવે એમ જણાયું છે કે સ્ત્રી-બાળકને પુરૂષ-બાળક સાથે શિક્ષણ આપવાથી લાભ કરતાં ગેરલાભ વધારે છે. આપણા દેશની આર્થિક સ્થીતિનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એમ જણાય છે કે અમેરિકા તો એક ધનાઢ્યમાં ધનાઢ્ય દેશ છે અને તે દેશ તે કારણથી તે પોતાનાં નાની મોટી વસ્તીવાળાં ગામડાંમાં પણ છોકરા છોકરીની જુદી શાળાઓ સહેલાઇથી ખોલી શકે. હિંદ અત્યારે તેમ કરી શકે તેમ નથી. વળી હિંદના મોટાં શહેરોમાં આવી જુદી

જુદી શાળાઓ છે. બીજું અને વધારે મહત્વનું કારણ એ છે કે ગામડીયા છોકરીઓ ભોળી અને ભલી હોય છે અને તેના બાળ-મનમાં અમેરિકા કે ફ્રાંસ જેવા બુદ્ધિ-વિકાસમાં બહુ આગળ વધેલા અને કામ-વિલાસી દેશોના કળિયુગ જેવો કળિયુગ દેખાતો નથી. વળી નાનાં ગામડાંનાં છોકરા છોકરી તો સગાં ભાઇ બેન જેવાં ગણાય, તો પછી જેમ ભાઇ બેન રાત દિવસ વિના હરકતે અને નુકસાન વીના એક બીજા સાથે સદાકાળ રહે છે, રમે છે અને હરેફરે છે તેમ ગામડીયા છોકરા છોકરીઓ એકજ શાળામાં અમુક વય સુધી ભણે તેમાં પ્રથમદર્શને કાંઇ સગીન વાંધો જણાતો નથી. ગામડાંમાં જો જુદી શાળાઓ કરવાનું કદાપિ ઠરે, તો તેમ થવામાં એક શતક જોઇએ, કારણ કે જ્યાં આગળ છોકરાની નિશાળોનાં મકાનનાં ફાંફાં છે, ત્યાં વળી છોકરીની નિશાળના મકાનની વાત શી કરવી? ત્રીજી મુશ્કેલી એ છે કે કન્યાશાળાનું ઇન્સ્પેકશન ઘણું ખરચાળ અને તેથી અપૂર્ણ હોય છે. વળી સત્યુગી છોકરા છોકરી બાળવયમાં સાથે ભણે, રમે, હરેફરે તેનો એક લાભ એ છે કે છોકરામાં છોકરી માટે સન્માન અને વીરસમાન લાગણી ઉત્પન્ન થાય છે.

અમુક પ્રાંતના સ્ત્રીવિષયક અને સ્ત્રીહિતકર આખા પ્રોગ્રામ ઉપર દેખરેખ રાખનાર અને માર્ગ દર્શક તરીકે કામ કરનાર એકજ સુશિક્ષિત અને કાબેલ લેડી સુપ્રીન્ટેન્ડેન્ટની જો નિમણુક થઇ શકે તો તેથી બાળહિતકર સર્વ કાર્યો અને ઉપાયો એકજ કેન્દ્રસ્થાનમાં આવી જાય અને જેમ એક ઇજનેર એંજીનના જુદાં જુદાં યંત્રો-ઉપયંત્રોનાં વિવિધકાર્યોને પરસ્પર સહાયક અને પરસ્પરક્રિયાપુરક બનાવી પોતાનું એન્જીન સપાટાબંધ ચલાવે છે, તેમ લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ કરી શકે. આ વિધિને અંગ્રેજીમાં 'Centralisation and Co-ordination-System કહે છે. ગરગાંવ પ્રાંતમાં એક બાહોશ સુપ્રીન્ડેન્ટેન્ડની નિમણુક થઇ છે અને તેનો આખો અને મોટો પગાર તે પ્રાંત પોતાના પદરથી આપે છે.

ઉપસંહાર—જો કે ખેડૂત-સ્ત્રીને અસહ્ય કામ વેઠ રૂપે કરવું પડે છે, તે છતાં તે હમેશાં આનંદી, સમયસૂચક અને બહાદુર રહે છે. જ્યારે આ લેખક જેવો કોઇ સોશ્યલ વર્કર તેમના ધાડા સંબંધમાં આવે છે અને જ્યારે આ બહાદુર સ્ત્રીઓને અપરિમિત અને અસહ્ય દુઃખ-શ્રેણી રૂપી કસોટીમાંથી દિનપ્રતિદિન હસતે મુખડે પસાર થતી જુએ છે, ત્યારે તેના દ્રવિત અંતઃકરણમાં પોતાની હિંદ-ખેડુત-માતાઓ માટે અપૂર્વ સત્કારની લાગણી સ્ફૂરી નીકળે છે. જે દુઃખો ખેડુત-સ્ત્રીના વિશાળ ખભા ઉપર લાદવામાં આવે છે તેનાં માત્ર અર્ધાંજ દુઃખો જો કદાપિ પુરૂષ-ખેડૂત ઉપર આવી પડે, તો તે તો પોતાનું ઘર, ગામ કે દેશ છોડીને જરૂર ઉભી પૂછડીએ ભાગી જાય. સ્વાનુભવવિના સુખદુઃખની શી રીતે ખબર પડે? હિંદની સ્ત્રી-સમાજની આવા પ્રકારની અલૌકિક બહાદુરી અને અસાધારણ સહનશીલતામાંજ સમસ્તહિંદના સમગ્ર કલ્યાણની આશા રહેલી છે. તે આશા પરમાત્મા સત્વર સફળીભૂત કરે એવી ઇશ્વર પ્રત્યે અંતઃકરણપૂર્વકની અને સપ્રેમ અભ્યર્થના કરીને નમ્ર અને વૃદ્ધ લેખક વીરમે છે. જો કદાપિ હિંદ-કૃષિકાર-સ્ત્રી-વૃંદને થોડીક સામાન્ય અને કૃષિય કેળવણી અને તાલીમ મળે અને તે પણ તેની જાતિ, ગુણો અને કાર્યોને અનુકુળ મળે અને જો કદાપિ તે વૃંદ પોતાને અને પોતાનાં બાળકોને તંદુરસ્ત અને સુખી રાખવાને અલ્પ પણ કાલનુ સમય સંપાદન કરી શકે તો લેખક એવું ભવિષ્ય ભાખવાની હિંમત બતાવે છે કે આ સ્ત્રી-વૃંદ આખા દેશના ગ્રામ્ય-જીવનમાં થોડા સમયમાં ફ્રાન્સના રાજકિય પરિવર્ત્તનને પાણી પાય તેવું મહાભારત અને ભગીરથ સમાજ-પરિવર્ત્તન કરી બતાવે અને ભવિષ્યમાં ચાંમુંડા-અંબા જેવી દેવી તરીકે પુજાય. અસ્તુ.

# પ્રકરણ ૫ મું.

## Organization and Finance.

## સંસ્થા—વ્યવસ્થા અને નાણું-પ્રકરણ.

લાંબા કાળના અનુભવપરથી એમ સાબીત થાય છે કે પ્રચાર્યકાર્યના પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

**(૧) ભજન-મંડળો**—આ મંડળોને પ્રથમ ગ્રામ્યોન્નતિનું કામ શીખવવું અને ત્યાર પછી તે કામ માટે તૈયાર કરેલાં ભજનો તેઓ જુદાં જુદાં ગામડાંમાં ગાવા જાય તેવી ગોઠવણ કરવી.

**(૨) જાદુઈ ફાનસ**—આ પ્રકારના પ્રચાર્યકાર્ય બાબતની વાત આગળ આવી ગઇ. આ ફાનસ દ્વારા સ્થાનિક સ્લાઇડોનો ઉપયોગ કરવો.

(૩) હેન્ડબીલ, ચોપાનીઆં, ભજનો, કાવ્યો, સંવાદો, ભાષણો—આબધાં તત્વોદ્વારા પ્રચાર્યકાર્યનું સારૂં કામ થઇ શકે.

(૪) **ડીસ્ટ્રીકટ-ગેઝેટ**—દરેક પ્રાંતમાં આવું એક પત્ર કાઢવું અને તેમાં પ્રાંતની ખેતીવાડી સંબંધની બધી હકીકત આપવી. તે ગામડાંમાં ઘરે ઘરે વંચાય તેવી વ્યવસ્થા કરવી.

(૫) પ્રયોગો, પ્રદર્શનો, અને shows અથવા મેળા, હળવતી ખેડવાની હરિફાઇ આ બધું ખેડુતોને બહુ લાભકર્તા છે. બેબી-શોનું વ્યાખ્યાન ઉપર આવી ગયું. પ્રચારકાર્ય-વ્યવસ્થામાં નીચેનાં તત્વોનો પણ સમાવેશ થઇ શકે. (૧) ટ્રેન્ડ-શાળા-માસ્તરો, (૨) વીલેજગાઇડઝ, (૩) હેડક્વાટર-સ્ટાફ અને સેક્રેટરીની નિમણુક (૪) ગાઈડિસનું કામ તપાસનાર સરકલ ઇન્સ્પેકટર (૫) આખા પ્રાંતના પ્રચાર્યકાર્યની દેખરેખ રાખનાર એક હેડ સુપરવાઇઝર. (૬) ગામડાંની સ્વચ્છતાપર દેખરેખ રાખનાર એક સેનીટરી ઇન્સ્પેકટર. (૭) ગૃહ-અર્થ-શાસ્ત્રમાં પારગંત-સ્ત્રી શિક્ષકો. (૮) એક લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ, (૯) તે માટેનો પુરતો સ્ટાફ (૯) સ્કાઉટો.

હવે આ બધું સરકાર માથે લેતો લોકોને ખર્ચની રાહત મળે અને કામ પણ સારૂં થાય. સરકાર તેમ ન કરે તો આકામના ખર્ચના પ્રમાણમાં બે તૃતીયાંશ ભાગ ગ્રાંટ તરીકે અચુક આપે. હવે બાકી રહ્યો એક તૃતીયાંશ ભાગ. તે ભાગ લોકો પોતે ફંડથી ઉઘરાવે. બીજી વાત એકે જો સ્કાઉટો ગ્રામ્ય-પુનર્ઘટનાનું કામ માથે લે તો તેથી સારો લાભ થાય, તેનું કારણ એ કે સ્કાઉટો હંમેશાં સારા કુટુંબના અને સ્વદેશાભીમાની યુવકો હોય છે અને જગતમાં સ્વરાજ્યપ્રાપ્તિથી પ્રારંભીને ગ્રામ્ય-પુનર્ઘટનાનું કામ યુવક સહાય વિના કદી થઇ શકે નહિ. આવા સ્કાઉટોને સ્કાઉટ-માસ્તરની દેખરેખ નીચે પ્રાંતિય શહેરમાં તેને યોગ્ય તાલીમ આપી શકાય. આ મંડળ સાથે વિલેજ-ગાઇડો અને પ્રાંતિક-સ્થાનિક ખેડુત-યુવાનો પોતાનો સાથ પુરે.

આ બધી પૂર્વોક્ત બાબતનું તો આપણે ઘણું સુંદર વર્ણન કર્યું, પણ નાણાંની સગવડ વીના આ બધું સહરાના રણ જેવું શુષ્ક અને ફળહીન છે. ગ્રામ્ય-પુનર્-ઘટનાનું કામ પાસિફીક મહાસાગર જેટલું વિશાળ અને ઘણું ગુંચવણીયું છે. તેના પ્રત્યેક તત્વનો વિકાસ ખાલી હાથે થઇ શકે નહિ. ત્યારે નાણાં કયાંથી કાઢવાં ? બિચારો ખેડુતતો નિર્ધન છે. श्रीमंताम् कृतआपदा એવી વાત શ્રીમંતોની છે. આ ચાલુ જમાનામાં સ્વાનુ-ભવથી એમ સિદ્ધ થયું છે કે આ દેશના શ્રીમંતો અને તેમાં ખાસ કરીને મીલમાલેકો અને એજંટોની મનોદશામાં એવું પરિવર્તન થયું છે કે જો કે તેઓની પાસે લાખો રૂપીઆનાં ફંડો છે પણ તેઓ કોથળીનું મોઢું છોડવામાં આંચકો ખાય છે અને એમ લાગે છે કે આ વિકટ સમયજ તે બધાં ફંડોને રૂશિયાની માફક ગળી ખાશે ત્યારે તેઓ હાથ ઘસતા રહેશે. હવે બાકી રહી આપણી સરકાર અને સરકાર માબાપતો ઘણા કાળથી બુમ પાડે છે કે અમારા ટ્રેજરીના ઓરડા ખાલી છે અને તે વધારે નાણાં માટે બુમ પાડે છે. એટલે આ કોયડો ઉકેલવાનું કામ આ જમાનામાં ઘણું વિકટ જણાય છે, પણ આ નાસીપાસીના વખતમાં આપણે નીચે

આપેલા શ્લોકનું સ્મરણ કરીએ તો આપણા દુઃખિત અંતઃકરણમાં આશાનાં કિરણો અવશ્ય સ્ફૂરી આવશે અને આપણને ખાત્રી થશે કે જ્યારે પ્રભુ આપણી પડખે ઉભો છે તો તે આપણને જરૂર સહાય કરશેજ. તે શ્લોક નીચે પ્રમાણે છેઃ—

जीर्णातरी सरीदतीव गभीरतोया
बालावयं सकलमेतदनर्थहेतुः ।
विश्वासबीज मिदमस्ती कृषोदरीणाम्
यन्माधवस्त्वमासि संप्रति सूत्रधारः

અર્થઃ—વ્રજની ગોપીઓ શ્રીકૃષ્ણચંદ્રને ઉદ્દેશિને નીચે પ્રમાણે કહે છે કે હે કૃષ્ણચંદ્ર, યમુના નદીમાં તરનારી હોડી જીર્ણ છે, યમુનાનાં જળ ઉડાં છે, અમે બીનઅનુભવી બાલ-પ્રમદા છીએ. આ બધું અનિષ્ટસૂચક છે. તેમ છતાં અમારા શ્રદ્ધાયુક્ત અંતઃકરણમાં આશાનું એક કિર્ણ સ્ફૂરાયમાન થાય છે તે એકે આપ શ્રીમાન્ ધરાધર આ મનુષ્ય-જીવરૂપી ઝાહાજના સૂત્રધાર છો, તેથી અમારી હોડી યમુનાને પેલે તીરે સુખરૂપે અને નિર્વિઘ્ને પહોંચશે એવો અમને સંપૂર્ણ વિશ્વાસ છે. "વળી મંઝારી બચ્ચાંને બળતાં ઉગારી મોક્ષ દીધો ગજેંદ્રને તારી" એવો સર્વનિયંતા પ્રભુ શું હતભાગી હિંદના પુત્રોનો હાથ નહિ પકડે શું? પકડશે. પકડશેજ. शुभं भवतु.

Dr. Smiles says whenever you do what is holy be of good cheer knowing that God always takes part with rightful courage.

હવે નીચેનું સચેતન વિશ્વ-સેવાનું સુંદર અને રસમય ગાયન સુસ્વરે ગાઇ નમ્ર અને વૃદ્ધ લેખક આ ગ્રામ્ય-પુનર્ઘટના અને ગ્રામ્ય-પુનર્જીવનનો અતિ ઉપયોગી વિષય સમાપ્ત કરે છે. અસ્તુ.

### गायन.

चेतन देवकी सेव करो नर
जन्म सफल हो जाय तुमारो ॥ टेक ॥
घटघट पूरण एक निरंजन
द्वैतभाव सब दूर निवारो ॥ १ ॥ चतन०
हिरदे अंदर मांदिरमांही
जगमग ज्योत जगे उजियारो ॥ २ ॥ चेतन०
प्रेम पुष्पसे पूजन कीजे
मन दपिक धर ध्यान विचारो ॥ ३ ॥ चेतन०



# હિંદ-કૃષિ-ક્ષેત્ર-વિકાસના પ્રકીર્ણ વિષયો.

હિંદમાં Poultry-developing and fruit-growing નામના બે નૂતન પણ ધમધમતા ધંધાઓ અત્યારે અખિલ-વિશ્વમાં દાખલ થવા લાગ્યા છે. જેવી રીતે પ્રાચીન સમયમાં બંગાળનું સુંદર અને સૂક્ષ્મતમ મલમલ આખી દુનીયાના પ્રાસાદો અને જાગીરદારોના ગૃહોમાં સ્પર્ધારહિત દાખલ થયું હતું, તેજ પ્રમાણે આ ઉભય પૂર્વોક્ત ધંધાઓ થોડા સમયમાં આખા જગતમાં અગ્રસ્થાન લેશે. પોલ્ટ્રીના વેપારના પ્રસાર માટે ભગીરથ પ્રયાસ થવા લાગ્યા છે. ફ્રુટ-ગ્રોઈંગના ઉત્તેજનાર્થે સર વિશ્વેશ્વરાચાર્યના શુભ પ્રયાસથી મુંબઈ ઈલાકાની તે બાબતની હિંદી શોધખોળ ખાતાની કમીટીએ આ ઇલાકાના કૃષિ-વિકાસ માટે એક સારી રકમ મંજુર કરી છે. હિંદનાં મધુર-આમ્રફળ જેવાં ફળોએ સુધરેલા દેશોને મોહિત બનાવ્યા છે. માત્ર તેના વિકાસ માટે જે સંગીન વ્યવસ્થાની જરૂર હતી તેના અભાવે ફળ તૈયાર કરનારાઓને અત્યાર સુધી મોટા નુકસાનમાં ઉતરવું પડતું હતું. આ ઉપરાંત સદરહુ કમીટીએ શેરડીના પાક-વિકાસ તથા તીડ-સમૂહ-ધ્વંસ માટે પણ રૂડી અને સુંદર યોજના ઘડી છે અને ઈલાજોની શોધ પણ કરી છે. Rice-physiology in India નો મહત્વ વિષય પણ આ કમિટીએ હાથમાં લીધો છે. આ શુભકારક અને લોકોપયોગી યોજનાનાં મિષ્ટ ફળો હિંદની ભાવિ પ્રજા નૂતન સ્વરાજ્યમાં ચાખશે.

હિંદના સંપૂર્ણ અને સર્વ દેશીયઅભ્યુદય માટે જે ઉપર ઉપાયો વર્ણવ્યા તે બધાની ઉપયોગિતાની કક્ષા પહોળી તો ખરી પણ તે બધાને ગૌણ કોટીમાં મુકી શકાય. જેમ કોઈ માતબર અને વિશાળ મકાનની ચીરંકાળ સ્થીરતા અને અસ્તિત્વ માટે Key-Stone ની સંપૂર્ણ આવશ્યકતા હોય છે તેમ હિંદી-રિઝર્વ બેંક એ પૂર્વોક્ત બધાં તત્વોના સંગીન પાયા રૂપ ગણાય. હવે ગોળમેજી-પરિષદમાં આ બાબતનો છેવટનો નિર્ણય થઈ ચુકયો છે, એટલે તેની બેંકની સ્થાપના કરવામાં હવે અસાધારણ રીતે લાંબો સમય વ્યતિત થશે નહિ. આ ગોઠવણથી અત્યાર સુધી હત-ભાગી રહેલી હિંદમાતા પોતાનું દ્રવ્ય અને તેની સુવ્યવસ્થાની સ્વતંત્ર માલિક બનશે. આનું નામ અંગ્રેજીમાં Fiscal Autonomy કહેવાય. જેવી રીતે Power of Purse ના અનુકરણીય સિદ્ધાંતે બ્રીટીશ પ્રજાને માત્ર સ્વતંત્ર બનાવી એટલુંજ નહિ પણ અખિલ વિશ્વમાં એક મહાન્ પ્રજા પણ ઉપજાવી કાઢી. તેવી રીતે Fiscal Autom̄y નું સુપ્રસિદ્ધતત્વ માત્ર એક શતક કે તેથી પણ ઓછા સમયમાં હિંદી પ્રજાને જાપાનની માફક આખી દુનીયાની પ્રજાઓની રિદ્ધિસિદ્ધિને મોખરે મુકશે. આમ થશે ત્યારે હિંદમાં સત્યુગ પુનઃ પ્રગટ થશે. ઇશ્વરેચ્છા બલીયસી એ આર્ય-શાસ્ત્ર-પ્રણિત સૂત્રને આ સ્થળે વિસ્મૃત કરવું નહિ.

## RURAL AUTONOMY.

ભાવિ-સ્વરાજ્યમાં હિંદ-ગ્રામ્ય-સમૂહ-ઐકય-યોજના ( Rural Autom̄y ). આ અપૂર્વ અને લાભ પ્રદ યોજનાના મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે છેઃ—

(૧) એક ગામ કે ગામ-સમૂહ જેની વસ્તી એક સહસ્ર મનુષ્યની હોય ત્યાં ગ્રામ્ય-પંચાયતની સ્થાપના કરવી.

(૨) આ સંસ્થા ગામડાંની સઘળી બાબતોની વ્યવસ્થા કરવાની જવાબદારી ગ્રહણ કરે. પ્રારંભકાળમાં આ સંસ્થાને યોગ્ય અને અનુકુળ સહાય સરકાર આપે. સારાંશ કે પ્રત્યેક ગામ કે ગામડું સ્વરાજનું એક સંપૂર્ણ અંગ કે યુનીટ બને.

(૩) પૂર્વોક્ત સંસ્થાના સભ્યોને લોકલ બોર્ડ, ડીસ્ટ્રીકટ બોર્ડ અને લેજીસ્લેટીવ કાઉન્સીલમાં સભ્ય તરીકે ચુંટાવાનો અનુપમ લાભ મળે. આ ગોઠવણથી સાંપ્રત રાજ્ય-બંધારણ-સંસ્થાઓમાં અધુના ગ્રામ્ય-તત્વ-પ્રતિનિધિત્વની ન્યૂનતા છે તે દૂર થશે. ઉપરાંત પૂર્વોક્ત સંસ્થાઓને ઉપર દર્શાવેલી જુદી જુદી સંસ્થાઓમાં પોતાના પ્રતિનિધિ ચુંટવાનો હક પ્રાપ્ત થાય.

